પ્રાસ મળ્યા એટલે કવિતા થઈ એમ નથી; કવિતાનો અર્થ એવો સૂક્ષ્મ અને ઊંડો છે કે દેશોદેશના વિદ્વાનો તે અર્થ સમજાવતા હજી અટક્યા નથી. જ્યારે એમ છે ત્યારે કવિતામાં કાંઈ અલૌકિક રમ્યતા સમાયલી હોવી જોઈએ. એક ગ્રીક વિદ્વાન્ કહે છે કે કવિતા એ સર્વ લખાણોમાં સૌથી વધુ દાર્શનિક—તત્ત્વજ્ઞાનથી ભરપૂર છે; અને તે ખરૂં છે. તેની નેમ સત્યતા છે, જે વ્યક્તિગત કે એકદેશીય નહિ પરંતુ સામાન્ય અને સિદ્ધિકર છે; જે બાહ્ય સાક્ષીની પરવા રાખતી નથી, પરંતુ ઉભરાથી અંતઃકરણમાં નિરંતર આનંદી વહે છે. આ'વી જેની નેમ છે તે ઊંચાં તત્ત્વજ્ઞાનને પાત્ર જ છે! એક પ્રસિદ્ધ અંગ્રેજ લખનાર જણાવે છે તેમ, કવિ એક મહાશિક્ષક છે, જે ઈશ્વરે સૃષ્ટિરચનામાં મૂકેલી યોજના આપણી આગળ ખુલ્લી કરે છે. કવિતા એ માનવ અને કુદરતની સાક્ષાત્ મૂર્ત્તિ છે, અને કુદરત તથા કવિતાનો સંબંધ અતિ નિકટનો—વસ્તુછાયાવત્ છે. કવિતા એ કુદરતની કૂંચી છે, જે કુદરતની કળાનાં દ્વાર ઉઘાડી તેના ગેબી ઊંડાણમાં આપણને ઉતારે છે, અને ત્યાંથી આપણા વિચારોને ઉપર ચઢાવી આપણા મનને વિશાળ, આપણી લાગણીને વિસ્તીર્ણ, આપણા આત્માને વિસ્તૃત કરે છે. કવિતા પોતાની સાથે આપણને પૃથ્વીનું પેટું ભેદાવતી તથા આકાશના ઊંચામાં ઊંચા ભાગોમાં ગમન કરાવતી લઈ જાય છે, અને કુદરતનું ખરેખરૂં મોહિની સ્વરૂપ આપણને રસિકતાથી દેખાડી આપે છે! રસવ્યંજના તેનો આત્મા છે, અને નિર્મળ નદીના પ્રવાહ જેવી સડસડાટ દોડતી ઉમંગી બાની તેનો મુખ્ય શણગાર છે. કવિતા એ અસરકારક પ્રબળ લાગણીઓનો સ્વાભાવિક છલકાઈ જતો એક અસાધારણ જુસ્સો છે. એ જુસ્સો જ્યારે જોરમાં હોય છે ત્યારે એક સમાધિસ્થ યોગીની પેઠે આસપાસની વસ્તુપર કર્યું ધ્યાન

આપતો નથી, પરંતુ જે વસ્તુ કે વિચારે તે ઉદ્દભવ્યો છે તેનું પટ ભેદી મનુષ્યદૃષ્ટિ સન્મુખ તેનું પ્રત્યક્ષ ચિત્ર ખડું કરે છે! કવિતા એ એક જાદુ છે, જે પોતાની વિવિધ શક્તિવડે જીંદગીના દરેક ભાગપર પોતાના યોગ્ય આશીર્વાદ નાખી શકે છેઃ એ આશીર્વાદ યૌવનકાળપર અનુભવ, પુખ્ત વયપર શાંતિ અને વૃદ્ધાવસ્થાપર જુવાનીના છે! કવિતામાં પારસમણિનો એવો ગુણ છે કે તેના સ્પર્શથી અણઘડ, નિર્દય ને રસહીન હૃદયમાં પણ કુદરતનું તથા નીતિરીતિનું રસજ્ઞાન ઉત્પન્ન થાય છે. કવિતા જો ન હોત તો કુદરતમાં જે રસિક કોમળતા રહી છે તે કોઇ જાણત જ નહિ! કવિતાનો એવો મહિમા છે, અને તેની જેટલી વખાણ કરીએ તેટલી થોડી છે! ત્યારે એ શક્તિ કાંઈ એવી પ્રવૃત્તિની નથી કે તે પ્રયત્ન કીધે પ્રાપ્ત થઈ શકેઃ એવો પ્રભાવ તો સ્વાભાવિક જ ઉપજી શકે છે. ઉપર વિસ્તારથી બતાવેલાં કવિતાના સ્વરૂપનું તાત્પર્ય આ ટુંકી વ્યાખ્યામાં આવી જાય છેઃ

**“ અસાધારણ લાગણીની અસાધારણ ભાષા તે કવિતા. ”**

આ વ્યાખ્યામાં કવિતાનો સઘળો મર્મ સમાઈ ગયો છે. એવી કવિતા (જેને આપણે “ પવિત્ર કાવ્યદેવી ”ના ઉપનામથી ઓળખીએ છિયે તે) જેનાપર પ્રસન્ન થઈ અને એણે જેને પોતાનો કરી લીધો તે ભાગ્યશાળીને કવિ કહેવો ઉચિત છે; બાકી છોને બીજા કવિતા (? જોડકણાં) જોડી પોતાના મનમા દેડકાવત્ ફૂલી સંતોષ પામે!

**કવિતા** વિષે બોલ્યા પછી **કવિતાની ભાષાપર** લખવું અનુચિત ગણાશે નહિ, કારણ જે કવિતા કવિના હૃદયમાંથી ઉભરાય છે તેને કેવી ઘટનામાં બેસાડવી એ તેનું મુખ્ય કામ છે. કેટલાકો એમ સમજતા લાગે છે કે કવિતાની ભાષા કઠિન જ જોઈએ; અને કેટલાક કવિઓ એજ ધોરણપર ચાલે છે, અને કવિતાની ભાષાને

ભારી શબ્દોથી ભરચક કરી મેલે છે, જેઓ પોતાનું લખ્યું પોતેજ સમજતા હોય એમ જણાય છે. જો કે લખાણની ભાષાને બોલાતી ભાષાનીજ હદમાં રોકી રાખવાની શૈલી ઉત્તેજન પાત્ર નથી અને જેવું લખાણ તેવી પ્રૌઢિ હોવીજ જોઇએ; તથાપિ કવિતાની ભાષાને સરળ મધુર શબ્દો તજી બહુજ ભારી ભારી શબ્દોથી "શણગારવામાં" (!) આવે તો એવી જકડાયલી કવિતા હજારે કેટલાં હૃદયોમાં પ્રેમપૂર્વક નોંધી રખાશે? જે કવિતા જનસમૂહને સમજાવવા કે રીઝવવા લખવી, તેને તે સમજાતી કે રીઝવતી નથી એ કેવું લેખકચાતુર્ય? માટે ટુંકમાં કહીએ તો કવિતાની ભાષા, જેવી કવિતા સ્વાભાવિક છે તેવીજ શુદ્ધ, સરળ, રસિક અને ઘટમાં ઝટ ઉતરી જાય એવી જોઇએ. અલબત્તાં, અર્થગૌરવ તો ઊંડું અને અખંડ જ જોઇએ.

નવીન પાશ્ચાત્ય કેળવણી પામેલાઓ સુંદર ગુર્જર ભાષા તરફ પોતાની અપ્રીતિ બતાવી તેનાપર અપૂર્ણ હોવાનો મિથ્યા દોષ મૂકે છે, જેઓને એટલુંજ કહેવું બસ થશે કે જે ભાષામાં પ્રેમાનંદ જેવા ઉત્તમ કવિના સર્વ વિચારો પોતાની જગ્યા સરળતાથી લેવા પામ્યા તે ભાષા અધુરી કે તેને નહિ ઓળખનારા અધુરા હોવા જોઇએ? ટેલર પોતાનાં ગૂજરાતી ભાષાનાં વિખ્યાત વ્યાકરણમાં એ સંબંધમાં જણાવી ગયો છેઃ—"યત્નકારી અધુરો તો તેની ભાષા પણ અધુરી; પણ જો વાપરનારના યત્ન સંપૂર્ણ, તો ગૂજરાતી પણ સંપૂર્ણ, હા, શણગારેલી પણ દેખાય. ગૂજરાતી,—આર્યકુળની,—સંસ્કૃતની પુત્રી,—ઘણી ઉત્કૃષ્ટ ભાષાઓની સગી! તેને કોણ કદી અધમ કહે?" આ'વા શબ્દો એક અંગ્રેજના મુખથી નીકળેલા જોઇ મારા ગુર્જર બંધુઓ પોતાની માતૃભાષા માટે શું અભિમાન નહિ ધરશે? વળી ગુર્જરભાષાનું પાણી ઉતારી નાખી તેને વિરૂપ કરનારા ખરુ ગૂજરાતી ગ્રંથો હિંદુ

તેમજ પારસી લખનારાઓથી આજકાલ બહાર પડે છે, જેઓની માગળિક (!) વાણી "અબે તબેકા સોળહિ આના, અડે કદેકા બાર, ઇકડ તિકડ આઠહિ આના, શુ માં પૈસા ચાર" એ કહેવતને પુષ્ટિ આપે છે! ઈશ્વર એવા લેખકોની છાયાથી પવિત્ર ગુર્જરગિરાને દૂર રાખે! એવા **ભાષાદ્રોહી**ઓને તો અમારા નવ ગજના નમસ્કાર છો!

પ્રિય વાચનાર! ગુર્જર કાવ્યની પ્રજાવર્ગમાં હાલના સમયમા પૂરતી કદર બૂજાતી નથી એ બહુ અફસોસની વાત છે. એજ કારણે ગુર્જર કાવ્યદેવીનો હાલ બહુ રંક દેખાવ થઈ પડ્યો છે. યુરોપિયન કાવ્ય હાલ જે બુલંદ ટોંચે પૂગવા પામ્યુ છે તે તે લોકોની કાવ્યપ્રત્યે પ્રીતિ અને તેઓ તરફથી તેને મળતા અખંડ ઉત્તેજનને લીધે છે. જો એવું ઉત્તેજન આજ ગુર્જરકાવ્યને મળે તો પાતાળને ફોડી મહાન્ કવિવર ફૂટી નીકળે એમા કાઇ આશ્ચર્ય નથી! **विनाश्रया न शोभंते पंडिता वनिता लताः** એ જોકે આપણી ભારતભૂમિનું કથન છે, તથાપિ એનો ખરો લાભ તો યુરોપિયનોજ લે છે. હા! આપણે માટે એવો દિન ક્યારે આવશે? ક્ષુદ્ર પોથા થોથાઓને બાજુએ નાખી ઉત્તમ કાવ્યામૃતપર ગુર્જર પ્રજાને ક્યારે રુચિ ઉપજશે? નહિ તો—

**इतर कर्म्मफलानि यथेच्छया**
**वितर वांछितदाश्चतुरानन।**
**अरसिकेषु कवित्वनिवेदनम्**
**शिरसि मालिख मालिख मालिख ॥**

એ વચનો શુ હજી ગુર્જર પ્રજાને માટે બોલાશે? ઈશ્વર કરેને હવે ગુર્જરભૂમિમા એવુ કહેવાનો કાળ ન આવે'

આ પુસ્તકનો પ્રથમ વિષય "કાવ્ય ગૌરવ" ૧૨૫

છંદમાં લખાયલો છે, પરંતુ આ ગ્રંથમાં તેનો પ્રથમ ભાગ ૭૫ છંદમાં છે તેજ દાખલ કીધો છે; પાછલો ભાગ જે " અધમ કવિતા "પર છે તે હવે પછીના પુસ્તકમાં મૂકવાનો વિચાર રાખ્યો છે. એ વિષય તથા એની પછી આવેલાં " વર્ષા-વર્ણન " માટે પ્રસિદ્ધ સ્વદેશપ્રેમી પારસી કવિ **મી. બહેરામજી મલબારી** તથા બીજા વિદ્વાનોએ પોતાનો ઊંચો મત દર્શાવ્યો છે. આ ગ્રંથની હસ્તલિખિત નકલ ઉપલા એકમાર્ગી વિદ્વાન ગૃહસ્થને બતાવવાની મને તક મળી હતી, જેઓએ પોતાની અનેક અડચણો છતાં તે બહુ ખુશીથી વાંચી હતી, અને એ પુસ્તકને પોતાથી બનતી સહાય આપવા મરજી જણાવી હતી, જે માટે હું એ ઉદાર મહાશયનો અત્યંત આભારી છું. વળી મારા પ્રથમ પ્રયાસને ઉત્તેજન આપી બહાર પાડવા માટે "માસિક મજાહ"ના કવિ-અધિપતિ મી. દા. એ. તારાપોરવાળાનો પણ હું બહુ આભારી છુ, જેઓ મારી ખીલતી શક્તિને હંમેશાં ઉત્તેજન આપતા આવ્યા છે. એજ પ્રમાણે મેહેરબાન શેઠજી કેખુશરો કાબરાજી, કવિ ગણપતરામ રાજારામ તથા મારા ઈષ્ટ મિત્રો પંડિત કૃષ્ણરામ ઇચ્છારામ, રા. નીછાભાઈ ભાઈશંકર અને મી. પે. ખ. તારાપોરવાળાએ મારી કવિતાઓના હસ્તલેખ વાંચી મને ઉપકૃત કીધો છે; એઓ મારી કવિતા માટે પોતાનો હર્ષ દેખાડી નિરંતર યોગ્ય સૂચના કરતા આવ્યા છે, જેમાં આ પુસ્તક પોતાનાં નામ માટે છેલ્લા ગૃહસ્થને આભારી છે.

પ્રિય વાંચનાર ! નૌસારી વ્યાવહારિક ફરજો(જેમાં હું બહુ ન્હાની વયથી ગુંથાયેલ છું તેમા)થી મુક્ત થતાં જે શેષ કાળ ફુરસદનો મળ્યો તેમાં આ કાવ્ય પુસ્તક તથા બીજા કાવ્યો જન્મ પામ્યાં

છે; તોપણ ઊઠતાં બેસતાં, ફરતાં હરતાં, એકાંતમાં કે વાતચિત કરતાં જે કુદરતી ઉભરા નીકળ્યા છે, તેઓને કાગળપર ઉતારી લેવાની તક મેં જતી મૂકી નથી; તેમજ ખાનગી કે જાહેરસભાઓમાં પ્રસંગોપાત્ત જે શીઘ્ર કવિતાઓ મૂખથી નીકળવા પામી હતી, તેના બે ચાર નમૂના આ પુસ્તકમાં મૂકેલા છે. મેં ઉપર જણાવ્યું તેમ આ પુસ્તકમાં મારી કવિતાઓનો થોડોજ ભાગ છપાયો છે, કારણ એના બે ભાગ જેટલો સંગ્રહ હજી મારી પાસે છે, જેમાં **અદ્દલ સતશાઈ,** કાવ્યચાતુર્ય, શીઘ્રકાવ્યો તથા પુષ્કળ પરચુરણ વિષયો સમાયા છે. પ્રજાવર્ગ તરફથી જો આ મારા પ્રથમ પ્રયાસની કદર બુજાશે તો હવે પછી ઉપલાં પુસ્તકો પણ તેઓની સેવામાં મૂકીશ.

આ ગ્રંથમાં **भिन्नरुचिर्हि लोकः** એ કેહેવત પ્રમાણે ભિન્ન ભિન્ન વૃત્તિની દરેકને અનુકૂળ આવે એવી કવિતાઓ દાખલ કીધી છે, જેનું અમૃતપાન પોતપોતાની રુચિ પ્રમાણે કરવાની સૌને છૂટ છે; સ્વર્ગવાસી કવીશ્વર દલપતરામના શબ્દોમાં બોલું તો—

" જેને જેવો ભાવ તેને તેવી કવિતા છે આમાં;

* * * *

ગમે ત્યાં ગમત કરો, ન ગમે તે નિંદશો મા,
રાખજો તે જગા જવા બીજા રમનારને. "

આ પુસ્તક એક પારસીથી લખાયલું છે, તેમજ તે આર્યથી કાંઈ જૂદો નથી; વળી એમાંની કવિતાઓ ઘણે ભાગે મારી સત્તર અને અઢાર વર્ષની વયે રચાયલી છે, અને કેટલીક તો પદર અને સોળની તદન કાચી વયે લખાયલી છે, જેથી તેમાં ઘણીક ખામીઓ નજરે પડશેજ; પરંતુ કટાક્ષથી ન જોતાં પ્રિય વાંચનારને

તેના પ્રેમાભિલાષી નમ્ર સેવકપર સ્નેહદૃષ્ટિથી જોવા, અને તેમાંથી હંસવત્ પયપાન કરવા વિનતિ કરૂછું. આ પુસ્તકનો થોડો ભાગ પણ જો તેને આનંદ આપશે તો મારો શ્રમ સફળ થયલો જાણી સંતોષ પામીશ. છેવટે હું પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરૂછું કે મારી જન્મભૂમિ "**ગરવી ગૂજરાત**"માં વીરનરોને જન્મ આપી એ રાંક માતાનો અનેક રીતે ઉત્કર્ષ કરો !

દમણ, સપ્ટેમ્બર, ૧૫, સન ૧૯૦૧

અરદેશર ફ. ખબરદાર.



# અનુક્રમણિકા.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૩ | નમાનત્મક | નમનાત્મક. |
| ૩ | ૧૬ | સંદેહાલકાર | સંદેહાલંકાર. |
| ૬ | ૧૧ | તારનાર | તાડનાર. |
| ૯ | ૧૭ | સોર | શોર. |
| ૧૭ | ૨૩ | અગ દ્રવ્ય, સૈન્યબળ | અંગ–દ્રવ્ય–સૈન્યબળ. |
| ૧૯ | ૪ | દરસાવે | દરશાવે. |
| ૨૨ | ૧૪ | આભળાંમાં | આભલામાં |
| ૨૨ | ૨૨ | પાણીને | પાણી ને. |
| ૭૪ | ૧૫ | ધસતો | ધસંતો. |
| ૮૨ | ૧૮ | ધભરાઈ | ગભરાઈ. |
| ૧૭૨ | ૧૭-૧૮-૧૯-૨૦ ૨૧ | કેક | કૈક. |
| ૧૭૩ | ૧૦-૧૨-૧૪ | કેક | કૈક. |

પુસ્તક મળવાનાં ઠેકાણાં:—

૧. મી. પીરોજશા દીનશા મુકાદમ,
ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

૨. પંડિત જ્યેષ્ઠારામ મુકુંદજી પુસ્તકાલય,
કાલકાદેવી, મુંબઈ.

૩ કર્ત્તાપાસેથી, દમણ, ગુજરાત.

# કાવ્ય રસિકા.

## કાવ્ય ગૌરવ.

### મંગળાચરણ.*

કવિત—મનહર છંદ.

તણાતી હણાતી બધે જણાતી લૂટાતી ચાલી,
આવી અથડાતી નિશે[1] કિનારે વિનાશને;
દીન[2]-મીન[3]-પતિ નામી, પ્રીતે તારી[4] જેથી પામી,
ગુર્જર કવિતા દેવી પૂરણ પ્રકાશને;
વાહવા કરાવી સારી, ગણના ગણાવી ભારી,
મોહક કવીશ્વરે મુખે ભરી મિઠાશને;
રટે અર્દેશીર એવા ઈશ્વર કવીશ્વર એ,
મોટા શ્રી મહેશ્વર સફળ કરે આશને! ૧

---

* મગળાચરણ ત્રણ રીતના હોયછે નમાનત્મક, આશીર્વાદાત્મક તથા વસ્તુનિર્દેશાત્મક ઉપલુ મગળાચરણ આશીર્વાદાત્મક છે, પરંતુ તેમાં વસ્તુનિર્દેશ ગુપ્ત રહ્યો છે, કારણ એમા વિષય લખવાનો ઉદ્દેશ બતાવવા સાથ કાવ્ય-દેવીની આશા ફળીને ગણના ગણાઇ તે સમજાવ્યુ છે.

૧. અધારાંમા, રાતે ૨ દીન એટલે રક-ગરીબનો પતિ તે ઈશ્વર, અથવા દીનપતિ કહેતા સૂર્ય (કારણ ઉપર અધારૂ (નિશે) આવી ગયું છે) ૩ મીન એટલે મીન રાશી તે દકાર નામવાળા પતિએ (=દલપતરામે) ૪ ઉગારી

# કવિતા કેવી છે?

## કવિતા અને પૃથ્વીની તુલના.

### મનહર—શ્લેષાલંકાર.

વિનોદ દેનારી રચનાથી[1] ભરપૂર દીસે,
જેને દીક ભાળતાં તો આનંદ અપાર છે;
રત્નતણી[2] ખાણ તો અમૂલ્ય બેશુમાર માંહીં,
ખપતા ન ખૂટે એવો જેહનો ભંડાર છે;
રાય તથા રંકતણો સર્વેનો આધાર એજ,
રસકસ[3] આપે અતિ એવી ખૂબીદાર છે;
અદલ વિહારી વારી વારી એવી ગુણકારી,
કાવ્યમાતા! પૃથ્વીમાતા! તને નમસ્કાર છે! ૨

## કવિતા અને તાજની તુલના.

### મનહર—શ્લેષાર્થ.

સુંદર શોભાયમાન, વિમળ[4] દેખાય વાન,[5]
ઉત્તમાંગ[6] વિષે દીપે, કેની એહની ગતી!
મારે ઝળકાટ ભારે, ધારે ઠાઠમાઠ ભારે,
રત્ન[7] માંહીં યત્નથી રચેલા[8] બહુ કીમતી;

---

૧ પૃથ્વીની શોભા-રચના અથવા કવિતાની રચના ૨. કીમતી પદાર્થો અથવા શબ્દ-રત્ન. ૩. પૃથ્વી-જનનીમાનો રસકસ તથા કવિતાનો રસજ્ઞ-વિલાસ ૪ સાફ અથવા શુદ્ધ. ૫ વર્ણ અથવા બાંધણી. ૬ શિર-માથાપર અથવા માથા-એજ-તડૂંમા, માનુ શરીરનો ઉત્તમ ભાગ છે, તેમાંજ કવિતા કે તાજ વાગો કરીને દીપે છે' ૭ હીરા, માણિક, મોતી વિગેરે રત્નો અથવા તેને તોલના શબ્દો ૮. ગોઠવેલા અથવા જડેલાં

કોઈ ભાગ્યવાન ભગવાનના પ્રસાદવડે,
મેળવે એ જે કોઇને મળે ન શ્રમે અતી !
પૂરણ પ્રકાશી અરદેશર એ કોણ હશે?
એ તો દીસે કવિતાજ! તાજ જેવી દીપતી ! ૩

## કવિતા અને વિજળીની તુલના.
### શ્લેષાલંકાર.

રૂપ તો અવિક દીસે, જોતાં તો પ્રકાશ નાખે,
આડે પંથ જતાં એ ડરાવનારી કેવી છે;
આવતાંને વાર કરે અંગમાં અસર ઘણી,
ઝમકારો આપે ભારી, નારી તેજ તેવી છે;
ખાડ ખબોચિયાં બીજી આડ[1] તો દેખાઈ આવે,
શત્રુ[2] સૌ ડરીને ચાલે, બળમાં એ એવી છે;
અદ્દલ ઝપાટે એને જોતાંમાં અંજાઈ જાઉં,
જોઉં છું એ કવિતા તો વિજળીના જેવી છે ! ૪

## કવિતા અને કેરીની તુલના.
### શ્લેષાંતર સંદેહાલંકાર.

મૂખમાં[3] મિઠાશ ભરી મિષ્ટ રસ[4] આપે બહુ,
અમૃત સમાન આ'રમાં ગળી દેખાય છે;
અલંકાર[5] અંગમાં તો સજે બહુ રંગ શકી,[6]
જે જોતાંમા જનતણું હૈયું હારી જાય છે;

---

૧. પૃથ્વીપરના ખાડા ટિંબા અથવા આ ભવસાગરની અનેક અડચણો. ૨. દારૂગોળો વિગેરે વિજળીથી દૂર રાખવામા આવે છે, અથવા કવિતાપર અભાવ રાખનારા તેનાથી ડરીને દૂરથીજ ચાલે છે. ૩. કેરીના રીચાંમાં અથવા કવિતામા ૪. મધૂર રસ—બન્નેનો. ૫ શોભિતો દેખાવ અથવા કવિતાના અલંકાર. ૬. જૂદા જૂદા રંગની અથવા જૂદી જૂદી રીતનાં.

વૃદ્ધ કે બાળાને ગમે, દુખી કે સુખીને ગમે,
આનદ અમાન આપે, સૌને સુખદાય છે,
મનને શીતળ અરદેશર એ બહુ કરે,
એ કેરી કે કવિકેરી કવિતા જણાય છે? ૫

## કવિતા અને રવિમંડળની તુલના.

### શ્લેષાર્થ.

તેજવત સૂર[1] આસપાસ તો અનેક ઘુમે,
બુધ[2] ગુરૂ[3] જેવા જેની સેવામા હાજર છે,
કુ[4] રાહુ[5] સુધારે જેહ, સોમનુ[6] ઉતારે તેજ,
શનિ[7] જેવાને પણ રીઝાવનામા વર છે,
મગળ[8] કેતુ[9] તો જેની સ્તુતિ કરે છે નિત્ય,
શુક્ર[10] તો પ્રસન્ન પૂરો સદા જે ઉપર છે,
અદલ પ્રતાપી એવુ મડળ કયુ છે વીર?
કવિતા કે રવિમડળની એ અસર છે! ૬

## કવિતા અને સ્રીનાં રૂપગુણની તુલના.

### શ્લેષાલંકાર.

રૂપાળી સકળ જોય, સુંદર વદન હોય,
ઠાઠમાઠ[11] ઠીક રચી શોભા લે તમામની,

---

૧ સૂર્ય અથવા કવિતાનો સૂર—અવાજ ૨ બુધ ગ્રહ અથવા બુદ્ધિમાન, વિદ્વાન ૩ ગુરૂ ગ્રહ અથવા શિક્ષક, ગુરૂ ૪ પૃથ્વી અથવા દુષ્ટ ૫ રાહુ ગ્રહ અથવા નઠારા જનો ૬ ચદ્ર અથવા સૂમ કૃપણ ૭ શનિ ગ્રહ અથવા મદ ધીમો ૮ મગળ ગ્રહ અથવા શુભ ૯ કેતુ ગ્રહ અથવા ધજા વાવટો ૧૦ શુક્ર ગ્રહ અથવા કવિ (શુક્રનુ બીજુ નામ કવિ છે) ૧૧ વસ્રાભૂષણ અથવા કાવ્યાલકારો

સુંદર શૃંગાર[1] સજે, કઠોરતા સર્વ તજે,
માળા[2] કુંડળિયો[3] થકી દીપે છે દમામની;
ઝડ[4] સાથે ઝમક[5] તો રાખે લટકાથી બહુ,
નિરખતાં આંજી નાખે એ તો નારી નામની;[6]
અદલ સરસ સર્વ શૃંગાર છતાં જો હોય—
ગુણવાળી તોજ દીપે કવિતા કે કામની. ૭

## કવિતાની પિછાન.

### મનહર—ઉપમાલંકાર.

સુકવિતા દીસે સવિતા[7] તણી રવિતા[8] જેવી,
સુકવિતા અમૃત જેવી ગળી પિછાણી છે;
સુકવિતા નીતિતણાં રાજ્યની લગામ જેવી,
સુકવિતા શશિ[9] જેવી શીતળ પ્રમાણી છે;
સુકવિતા દીસે તેજ અતિશે ચમક જેવી,
સુકવિતા મહા શાણી રાણી જેવી જાણી છે;
કહો એવી સુકવિતા વાણીએ વખાણું કેવી?!
દૈવત દેખાડનારી એ તો દેવવાણી છે!! ૮

## કવિતા શું છે?

### સંદેહાલંકાર.

સુકવિતા શોહન મનમોહન બાગ છે કે,
સુકવિતા હીરામોતીનો અમૂલ્ય હાર છે?

---

૧. સણગાર અથવા શૃંગારરસ ૨ હાર અથવા એ નામનો છંદ. ૩. કાનમાં પહેરવાની કુંડળી-ઘરેણુ અથવા એ નામનો છંદ ૪ લેહ અથવા છેકાનુપ્રાસ, એક શબ્દાલંકાર ૫. નખરા અથવા એક શબ્દાલંકાર. ૬ કવિતા અને કામની-સ્ત્રી, એ બન્ને નારીજાતી છે. ૭ સૂર્ય ૮ પ્રકાશ; રોશની. ૯ ચંદ્ર

સુકવિતા અંગને શોભાવે એવું નંગ છે કે,
સુકવિતા જગ જર બોધનું બજાર છે?
સુકવિતા કીરતિનું વિજયી સુવૃક્ષ છે કે,
સુકવિતા સદા ઠીક ઠરવાનો ઠાર છે?
અદલ પ્રતાપી કવિતાની શી પિછાન કરૂં,
સુકવિતા કહું કેવી? રૂપ તો અપાર છે! ૯

પુનઃ

સુકવિતા નાવિક[1] છે ભવસાગરતણો કે,
સુકવિતા હૃદય રીઝાવનાર નાર છે?
સુકવિતા સુશોભિત જ્ઞાનદરપણ છે કે,
સુકવિતા ચીઠ[2] તારનાર તરવાર છે?
સુકવિતા જ્ઞાનીને ગભીર ગિરિરાજ[3] છે કે,
સુકવિતા ભૂમિના સૌ રત્નનો ભંડાર છે?
અદલ પ્રતાપી કવિતાની શી પિછાન કરૂં,
સુકવિતા કળવાનું ભાન ન લગાર છે! ૧૦

શુભ કવિતાનો સંગ.

મનહર-બહિર્લાપિકા.

કથીર કનક કરે, કલ્પના કલ્લોલે[4] ભરે,
કર્ત્તાના કમળ[5] ધરે, કલ્પતરૂ[6] અંગ છે,
વિદ્વત્તાને વિત્ત[7] મળે, વિમળ વિનોદ રળે,
વિરહ વિકાર ટળે, વિધ વિધ બર્ગ[8] છે,

---

૧ સુકાની ૨. પીડા, દરકત, નડતર ૩ પહાડ, પર્વત, ૪ લહેર, તરંગ ૫ ઈશ્વરના ચરણકમળ મેળવે છે! ૬ ઇચ્છિત ફળ દેનાર વૃક્ષ ૭ પૈસો, ધન ૮ ભુમિ

તાજગી તાકાત આપે, તાનમાંહી તાજ થાપે,
તારણથી તાપ કાપે, તાલમાં ઉતંગ[1] છે;
અદલ વિચારો ગુણકારી છે ત્રિવર્ણી[2] કેવી?
સૃષ્ટિમાં સરસ તો સુકવિતાનો સંગ છે! ૧૧

## કાવ્યામૃત.

### મનહર.

દુઃખને વિદારનાર, અંતરને ઠારનાર,
કાવ્યામૃત પીતાં કેવો મોદ મન મળશે!
બીજું કૈં ન માગે મન રસિક સુરાગે રહે,
તન મન તણા તાપ તતકાળ ટળશે;
રસ એનો લેતાં મસ તૃપ્ત થઈ ઊર હસે,
આહા! આહા! મૂખથી ઉચ્ચાર તો નિકળશે!
અદલ કહુંછું ભાઈ! કાવ્યામૃત પ્યાલો પીઓ!
પીઓ પીઓ! હોંશે હોંશે! ઠંડક શી ઢળશે! ૧૨

## કવિતાનો કોટ.

### મનહર.

મોટા મોટા રાજા મિનારાઓ બહુ બાંધી ગયા,
એથી મારૂં નામ રહેશે એવું ચિત્તમાં ચહે;
સ્થભ મોટા ઊભા કરી નામ નિજ કોતરાવ્યું,
મોટા કોટ બાંધી કરૂં નામ મનમાં લહે;
સારા સારા ફુવારા પાણીના સ્થળે સ્થળ કીધા,
અદલ વિચારો પણ સ્થભ, કોટ તો વહે;
મિનારાઓ પડી જશે, ફુવારાઓ ઉડી જશે,
કવિતાનો કોટ જુગ જુગ જગમાં રહે! ૧૩

---

૧. ઉચી; શ્રેષ્ઠ ૨ ત્રણ વર્ણ (અક્ષર) વાળી.

## કવિતાનો મેહેલ.

### મનહર.

કનકની ભૂમિમાં પરવાળાંનો પાયો કીધો,
માણેકના થાંભલા તે ઉપર કરેલ છે;
બિલોરની ભીંત તો ચઢાવી બહુ જુક્તિ થકી,
રૂપાંતણાં રૂડાં બારી બારણાં જડેલ છે;
પોખરાજનું તો કારીગરીથી છપ્પર કીધું,
નવે રત્નતણા સણગારથી ભરેલ છે;
અદલ વિચારે મહા ભૂપનો ન મળે એવો,
અમૂલ્ય એતો કવિનો કવિતાનો મ્હેલ છે! ૧૪

## કવિતાનો બાગ.

### શ્લેષાલંકાર.

આહા! અહીં કેવાં કેવાં ફળફૂલ શોભી રહ્યાં,
ફેલાવતાં મધૂર સુવાસ પૂર ફાગમાં[1];
મનહર[2] મલ્લિકાની[3] માળા[4] છે લલિત[5] કેવી,
હંસ[6]ને હરિણી[7] કેવાં રમે રગ રાગમાં!
ફુવારાની લ્હેરી આવે, સારંગીના[8] સૂર ભાવે,
ભારે એવી લીલા[9] ખીલી રહી સર્વ ભાગમાં!
અદલ કહુંછું ભાઈ, બિરાજી આ બ્હાર જુઓ!
આવો આવો! રીઝાવો આ કવિતાના બાગમાં!! ૧૫

---

૧. વસતમાં અગર પૂરબહારમાં. ૨. મનોહર અથવા એ નામનો છંદ. ૩. એક જાતનાં ફૂલ અથવા છંદ. ૪. હાર અથવા છંદ. ૫. સુંદર અથવા છંદ. ૬. પક્ષી અથવા છંદ ૭ મૃગલી અથવાછંદ. ૮. સારંગીવાળું અથવા છંદ. ૯. શોભા અથવા એ નામનો છંદ.

## સુકાવ્ય ખૂબી.

### ધનાક્ષરી–મણિમાળ ચોસરપ્રબંધ.

રમ્ય સુકવિતા ખરી શબ્દરત્ન ખાણ જાણો,
હીરા મોતી લાલ મૂખ સુંદર ઝરે અપાર;
રસના હીતેચ્છુ અતિ ખરી ખલકે વિચારો,
રસ વ્યાપે રગેરગ એવી રઢ[1] ખૂબીદાર;
રચના રમુજ આપે, અથાગ સુછાપ છાપે,
જરૂર ખીલાવી મને અપાર ધરે ચિતાર;
રસિક જનોને દાખી, તર્ક ને રહસ્ય[2] રાખી,
કવિતા રીઝાવી અરદેશર ભીંજાવે સાર. ૧૬

## કવિતાપર કવિનો પ્રેમ.

### મનહર—દૃષ્ટાંતાલંકાર.

ચંદ્રને જોતાંમાં એક ચિત્ત થકી તે ઉપર,
ચકોરની ચક્ષુ[3] ઠીક ઠસી તે ઠસીજ છે;
તરફડે મચ્છ અતિ કાઢતાં પાણી વિષેથી,
માછલી જે જળવિષે ફસી તે ફસીજ છે;
ઘનઘોર સુણી મોર આનંદથી સોર કરે,
તેવિના તો જીંદગી જે ઘસી તે ઘસીજ છે;
અર્દેશીર તેમ કવિ પ્રસન્ન કવિતાપર,
કવિતા જે કવિ–મને વસી તે વસીજ છે. ૧૭

### સ્વભાવોક્તિ અલંકાર.

મરાવો ધરાવો બીવરાવો બહુ વિધ પણ,
કોટિ કાળે કવિતણું ચિત્ત ન ચળાય છે;
દુઃખથી ન ડરી જશે, પદથી ન ફરી જશે,

૧. લેહ. ૨. મર્મ, તત્ત્વ. ૩. આંખ.

ભારી ભપકો દેખી ન ભ્રમમાં ભમાય છે;
આંખ કાન બંધ કરી, પૂર્ણ ધ્યાન તાન ધરી,
હરિ નામ સ્મરી મૂંગો કામ કર્યો જાયછે;
અર્દેશીર એવો કવિ પ્રસન્ન કવિતાપર,
કવિતા જોતાં કવિનો જીવ તો ધરાય છે! ૧૮

### સંશય દૃષ્ટાંતાલંકાર.

સુવાસના લોભિયા જો ભૃંગ[1] નહિ પાસ આવ્યા,
પંકજ[2] પ્રફુલ્લિત[3] થયું તે તો શા કામનું?
ચક્રવાકના[4] વિયોગ કેરૂં જો ન દુઃખ મટ્યું,
સૂર્યોદયનું તેજ કહ્યું તે તો શા કામનું?
ચાતકની પ્યાસ જો ન પૂરી તો ગાજી ગાજીને,
મેઘજળ વેગથી વહ્યું તે તો શા કામનું?
અદલ વિચારો જો ન દર્શને તૃષા બુઝાઈ,
ચિત્ત પ્રેમે તે ગમ ગયું તે તો શા કામનું? ૧૯

### ઉત્પ્રેક્ષાલંકાર.

કવિતા તો કવિની કોમળ આંખની કીકી છે,
કવિતા તો કવિ કેરો રૂડો સણગાર છે;
કવિતા તો કવિતણું જીવનું જીગર પ્યારૂં,
કવિતા તો કવિકેરાં હૈયાંનો સુહાર છે,
કવિતા તો કવિનો મધૂર સુખવાગ માનું,
કવિતા તો કવિ-પુજી કરોડો હજાર છે;
અદલ પ્રતાપી કવિતાની શી કિમ્મત કરૂં,
કવિતાના કુબેરથી અધિક કોઠાર છે! ૨૦
કવિતા તો કવિકેરાં નાસિકાનો વાળ દીસે,
કવિતા કવિ મને ભોજન ભાત ભાત છે;

---

શ. ૨ કમળ ૩. ખીલેલુ ૪ ચકરો, એક પક્ષી,

કવિતા તો કવિકેરાં પ્રિય ભ્રાત ભગિની[1] છે,
કવિતા તો કવિકેરાં પ્રિય માત તાત છે;
કવિતા તો કવિતણાં પૂત્ર પૂત્રી ને પત્ની છે,
કવિતા તો કવિતણો પ્રાણુજ સાક્ષાત છે;
અદલ પ્રતાપી કવિતાની શી કિમ્મત કરૂં,
કવિતા કને તો જન અક્કલ મહાત છે! ૨૧

---

## કવિતારૂપી કમળ ને સુકવિરૂપી ભ્રમર.

### મનહર–રૂપકાલંકાર.

સાહિત્યનાં સરોવર વિષે મોદ[2] આપનારૂં,
સુંદર સુકવિતા સરોજ[3] સહુને ગમે;
ગાનતાન ઘું ઘું કરી કવિ-ભમરો તેપરે,
નિત્ય નિત્ય આસપાસ ફરી ફરીને નમે;
એવિના ચાલે ન લેશ, એપર શીદા હમેશ,
પૂજી પૂરા પ્રેમથી એ પ્રીયની સાથે રમે;
કહે અર્દેશીર એ સુકવિતા-કમળપર,
સુકવિ-ભ્રમર તન મન ધનથી ભમે. ૨૨
રોજ રોજ રસ એનો ચાખીને રીઝાય અતિ,
ધરાય[4] એવો કે કદી પેટ ભરી ન જમે;
વિશેષ વિનોદ મળે, ઉરની તો આશ ફળે,
ખરે એને કાજ કષ્ટ ખૂબ ધૈર્યથી ખમે;
એ મારે જીવાડે એજ, પ્રેમે પાર પાડે એજ,
પૂરણ પ્રતીત[1] એમાં મૂકીને પ્રીતે ઘુમે;

---

૧. ભાઈ બેહેન. ૨. આનંદ; ખુશી. ૩. કમળ. ૪. તૃપ્ત થાય.

કહે અર્દેશીર એ સુકવિતા કમળપર,
સુકવિ ભ્રમર તન મન ધનથી ભમે ૨૩

---

## કવિતારૂપી આંબો ને સુકવિરૂપી કોકિલ

મનહર–શ્લેષાતર રૂપકાતર

રક્ષક ગણીને પાસ જતા શુભ આશ્રય દે,
જેની ભલી છાયા થકી ટાઢક વળાય છે,
આમોદ[2] ભલોજ આપે, છાપ મનમા સુછાપે,
ઉરની ઉષ્ણતા[3] કાપે, ગુણીજ દેખાય છે,
એને જે સેવે તો મળે અધિક મધુર ળ,[4]
મીઠા જેના રમે સુખ અમૃતે ભરાય છે,
અર્દેશીર એવા સુકવિતારૂપી આંબાપર,
કોકિલ સુકવિરૂપી સુદર સુહાય છે[1] ૨૪

---

## કાવ્યમાતસ્તુતિ.

મનહર.

અરે ઓ કવિતા તને માત ગણી સેવુ વ્હાને,
સભાળ રાખીને સારી, કુમતિને કાડજે,
નીતિતણી રીતિ સર્વ પ્રીતિ થકી શીખવજે,
અનીતિ આદરતા તો બાુધા બરાડજે,
લક્ષણ સુધારી મારૂ રક્ષણ કરજે મારૂ,
લાયક કેમણે મારી બુદ્ધિને લગાડજે,

---

૧ પતીજ વિશ્વાસ ૨ સુગધ અથવા આનદ ૩ ગરમી તાપ
૪ ફેરી અથવા લાભ

કહે અર્દેશીર કાવ્યમાત તારો હાથ ધરૂ,
પ્રેમથકી પાળી મને પ્રિય પાર પાડજે!  ૨૫

## કવિતા સ્ત્રીપ્રત્યે ઉક્તિ.

### મનહર–પ્રતીપાલકાર.

ચકલી ચાંચમાં જેમ લઘુ તરણાઓ લાવે,
તેમ પ્રિય માળો બાંધ્યો તેં મુજ હૈયામહીં;
પ્રેમથી, ધ્યાનથી, શુભ રીતથી ગોઠવ્યો સારો,
રગેરગમાં પ્યારથી હુક તે આપી સહી;
માળા તો ઘણાએ દીસે, અને ઘણા થશે પણ,
પવન, મેઘ ને પક્ષી તોડી પાડશે કહી,
અદલ ઓ પ્રિયા! પણ તેં જે માળો બાંધ્યો તે તો,
સેકડો ઋતુઓ જતાં કદાપી પડે નહીં!!  ૨૬
ઓ કવિતા વ્હાલી! તુજ સાથ મેં તો પ્રીત બાંધી,
પ્રેમ મારો પાછો વાળજે વિવિધ રંગથી,
હેતે તુજ ધર્યો હાથ, ક્ષણ ના વિસારૂ સાથ,
સુખતણી રાખુ આશ સદા તુજ સંગથી,
સંકટ સમે તું મને સાહ્ય તો સદૈવ થજે,
શોકને સમાવી દૂર નસાડજે અંગથી,
કહે અર્દેશીર ઓ કવિતા તુજ આશ બાંધી,
પ્રેમથકી પાળ મને અંગના ઉમંગથી.  ૨૭
તુજનો થયો છુ અને થઇને રહીશ તારો,
એવી દૃઢ પ્રીતિ તુજ સાથ મેં કરી કરી,
તનતણા તાપ ટાળી, બૂરા ગર્વ શ્રાપ બાળી,
નીતિતણા છાપ નિત્ય મારજે ફરી ફરી,

મૂજને નિભાવ ભાવે, રક્ષા કર કાવ્ય-નાવે,[1]
ટીક જેથી રહું તુજ પ્રેમમાં ઠરી ઠરી;
કહે અર્દેશીર ઓ કવિતા તુંજ આશ બાંધી,
ભવ આ તરાવ દિલે ભાવ તો ભરી ભરી. ૨૮

---

## કવિ અને હીરાની તુલના.

### મનહર–સ્લેપાલંકાર.

કુદરતી આબ[2] સાથે કરતારે પેદા કીધો,
સારા કરે[3] બહાર આવે પ્રજાનાં મતમાં;
ચમક[4] રાખી સહુનું ચિત્ત પોતાતર્ફ ખેચે,
દીપે નિશદિન તો શૃંગાર[5] તણી છતમાં;
સર્વ નંગ[6]વિષે એનું પદ તો પ્રથમ ગણ્યું,
પ્રતાપી ઝમક[7] આપી રહે નિજ પતમાં;
કહે અર્દેશીર વીંટીપરનો હીરો શું દીપે?
એ કવિ વિરાનું તેજ જોઈ લ્યો જગતમાં! ૨૯

---

૧. સાહિત્યસાગરમાં કવિતાનું નાવ (હોડી) તરતું કરી તેમાં બેસી હંકારૂં છું, તેની સંભાળ રાખ! ૨. હીરાનું અથવા કવિનું કુદરતી પાણી, તેજ. ૩. કર એટલે કિરણો. હીરામાંથી બહાર ફૂટતા કિરણો જેવાં પ્રકાશિત હોય તેવું તે મૂલ્ય પામે છે, અથવા કવિ કોઇ સુજ્ઞજનનાં કરે-હાથે બહાર પડે છે. ૪. ચળકાટ અથવા આકર્ષણ ૫. શરીર સણગારમાં હીરો બહુ દીપે છે, અથવા સૃષ્ટિના સણગાર તરીકે કવિ બહુ દીપે-પ્રકાશે છે.

૬ માણેક, મોતી, નીલમ વિગેરે નવરત્નમાં હીરાને શ્રેષ્ટ—પ્રથમ ગણ્યો છે, તેમજ સર્વ વિદ્વાન ઉત્તમ જનોમાં કવિ પ્રથમ છે, ઉત્તમ નંગ ગણાય છે! ૭ ઝમઝમ કરતું તેજ અથવા એક શબ્દાલંકાર.

## કવિ અને માળીની તુલના.

**મનહર–રૂપકાલંકાર.**

જનજાતિતણી ખડબચડી જમીનરૂપી—
બુદ્ધિને સુધારી બોધ તરૂથી ભરીજ છે;
કવિતાના ક્યારા કરી બનાવે રસાળ[1] બાગ,
અંદર વાવેલાં ઘણાં વિદ્યાકેરાં બીજ છે;
માલતી,[2] ચંપક[3] એવાં કુસુમ વિચિત્રા[4] કરે,
આસપાસ તો સુવાસ પ્રસરી રહીજ છે;
અર્દેશીર વાહ! સુકવિ માળીનું કામ કરે!
પુષ્પમાળા કાવ્યમાળા બન્ને સરખીજ છે! ૩૦

---

## કવિ અને ધ્રુવની તુલના.

**મનહર—સદેહાલંકાર.**

ઊંચે સ્થળ ઊભો રહી અખંડ પ્રકાશ નાખે,
ટેક તજી તેજથી ન લેશ ડગમગતો;
નિજ રમ્ય રોશનીથી તુરત દેખાઇ આવે,
ઝપઝપ તેજ થકી સદા ધગધગતો;
ભલા ભલા એની નોક[5]પાસે નહિ પૂગી શક્યા,
એવો મહાવીર આખી જગતને ઠગતો;
અર્દેશીર એનું પદ પ્રભુએ ઊંચું બનાવ્યું,
કવિ કે એ ધ્રુવતણો તારો ઝગમગતો?! ૩૧

---

૧. ફળદ્રૂપ અથવા રસપૂરિત. ૨–૩. એ નામના ફૂલો અથવા છંદો. ૪.વિચિત્ર કુસુમો—જાતજાતના ફૂલો અથવા એ નામના છંદ. ૫. ધ્રુવ આગળ જવાને બહુ બહુ જનો મથ્યા હતા અને છે, પરંતુ આજસુધી કોઈ પૂગી શક્યો નથી; તેમજ કવિની કલ્પનાની ટોંચે કાઇ જઇ શક્યું નથી!

## કવિ અને ઝવેરીની તુલના.

મનહર—શ્લેષાલંકાર.

તિક્ષણ ધરેછે ચક્ષુ[1] ધ્યાન તો વિશેષ રાખી,
સારો દિન ઉધમમાં સ્નેહથી ઘુંમ્યો રહે;
સાર ને અસાર તણી પારખ તુરત કરી,
સારૂં કે નઠારૂ તે તો સદ્ય[2] દાખવી કહે;
રત્ન[3]તણું મૂલ્ય[4] કરી મત તો સ્વતંત્ર આપે,
ખોટું વખોડી ખરાંની વખાણ ઉરે લહે;
ધન્ય એનું કેવું કામ! ધન્ય એનું કેવું નામ!
કવિ કે ઝવેરી સર્વ ચિત્તમાં પ્રીતે ચહે.[5] ૩૨

---

## કવિ અને ગુલાબની તુલના.

મનહર—શ્લેષાલંકાર

મનહર[6] રંગ[7] જોતાં ચક્ષુઓ ઠરેછે અતિ,
લલિત[8] નિહાળી લાલી[9] દીલડુ લોભાય છે;
કળી[10] જેની કળાથકી સુંદર રચાયેલી[11] છે,
પાસ રાખે તેહ સુલપટે લપટાય છે;
કાંતિ એની મોહક કદાપિ કરમાઈ જાય,
પરતુ સદા એની સુગંધ પ્રસરાય છે;

---

૧ આખ અથવા જ્ઞાનચક્ષુ ૨. તુરત. ૩ હીરામાણિક વિગેરે કીમતી પદાર્થો અથવા નરરત્ન ૪. હિમ્મત અથવા પારખ, પરીક્ષા. ૫ પૈસાવાળા બહારનાં આભૂષણો જેવા કે હીરામોતી પરખાવવા સદા ઝવેરીપાસે જાયછે, તેમજ વિધાજ્ઞાન ચાહનારા કવિપાસે જાયછે. ૬ મનોહર અથવા મનહર છંદ ૭ રંગ, વર્ણ અથવા અલંકાર. ૮ સુંદર અથવા છંદ ૯ લાલગુલાબી રંગ અથવા સત્કીર્તિની લાલી ૧૦. ફૂલની કળી અથવા કવિતાની તુક—કડી ૧૧ ગોઠવાયલી અથવા જોડાયલી.

અદલ કહું છું ભાઈ, બડી એ કોની બડાઈ?
કવિ કે ગુલાબ એ તો ગુંદર સુહાય છે! ૩૩

---

### કવિ અને કવિતા જોડે રાજા અને તાજની તુલના.

કરતારે કૃપા કરી કવિ રાયને મોકલ્યા,
પ્રીતે રૂડી રીતે હીત કરવા પ્રજાતણું;
મુગટ[1] બન્નેને દીધાં, મહત્ત્વ[2] બન્નેને આપ્યું,
અનીતિથી ખાળવાને[3] બળ[4] તો દીધું ઘણું;
ખોટું સૌ બતાવી આપે, સુમાર્ગની ચાવી આપે,
રક્ષક રૂડા એ બન્ને રાય ભાવથી ભણુ;
અદલ વિચારો તો શું ભૂપતુંજ તાજ શોભે?
કવિતા તે કવિ-તાજ! તાજથી વધૂ ગણુ! ૩૪

---

### બહુરૂપી કવિ.

#### મનહર છંદ.

કવિ જુઓ એક પણ રૂપ તો અનેક ધારે,
અર્કતણો અર્ક એવા તર્ક પ્રગટાવે છે!
રક એજ રાય એજ, કામદુધા[5] ગાય એજ,
બડો એ ચિતારો કેવા ચિતાર બતાવે છે!
વૈદ એ વકીલ એજ, એજ શૂરવીર તેજ,
નભમડળનું પણ કામ એ[6] બજાવે છે;
કહે અર્દેશીર સૂક્ષ્મદર્શક ધરીને જોતાં,
બહુરૂપી કવિ જગે વેશ બહુ લાવે છે!! ૩૫

---

૧. રાજાનુ અથવા કવિતાનુ મુગટ ૨ દ્રવ્યનુ તથા જ્ઞાનનું મહત્ત્વ-મોટાઇ ૩ અટકાવવાને ૪ અગ દ્રવ્ય, સૈન્યબળ અથવા બુદ્ધિબળ
૫. ઇચ્છિત ફળ દેનાર ગાય ૬. શુક્રના ગ્રહને કવિ કહેછે

## કાવ્યપ્રસાદી.

મનહર છંદ—પ્રતિબોધાનકાર

ગરીબોને ઠગવાને નહિ ચતુરાઈ દીધી,
ચતુરાઈ દીધી ચિત્ત નવિન વિચારવા,
જુલમ ગુજારવાને હાકમી દીધી ન જાણો,
હાકમી દીધી છે પ્રજા સકટ સહારવા,
રંગરાગે ઉડાવવા કાજે ન દોલત દીધી,
દોલત દીધી છે દીન દુખને વિદારવા,
કહે અર્દેશીર નહિ કુમારગ વાપરવા,
કવિને પ્રસાદિ દીધી, સૃષ્ટિ સણગારવા ૩૬

---

## કવિપ્રત્યે ઉક્તિ

ધનાક્ષરી—નવકાકરી ( હોજ ) બંધ.

રસકરસ ખચી તર, રસ અતિ મૂખ ભર,
રસ પ્રભા[1] ભ્હાગ ધર, રસ રળવા વિચર,
કરી જમા વીર ઠર, અરે કરે નાર નર,
પ્રજા ધન્યવાદ વર,[2] રસમય કાવ્યપર,
જન રોષ દોષ હર, કલ[3]આપતો અદર,
ધની વીર આવે ઘર, મજે રેનદિન[4] કર,
કરો ન જરી કસર, કમાલ[5] કગે અસર,
કવિની ધજા[6] પ્રસર કરે જેમ સરસર ૩૭

---

૧ પ્રકાશ ૨ મેળવ ૩ વવણ ૪ રાતદહાડો ૫ ઉત્કૃષ્ટ, પૂર્ણ ૬ પ્રખ્યાતિ

## કવિ કેવો વખણાય?

### મનહર છંદ.

સરસ નરસતણો રસ થકી તોલ કરે,
સર[1] સબરસ તો ઉમેરી દરસાવે છે;
સ્હેજ વસ્તુને તો તેજ આપીને સતેજ કરે,
પૂરણ પ્રકાશ અંધારાંમાં પ્રગટાવે છે;
અમાપનું માપ કરી છાપ તો સબળ છાપે,
રગે રગમાંનું જેથી લોહી ઉછળાવે છે;
અદલ કહું છું એ કવિતણી નવાઈ જોઈ,
વાહ! વાહ! કહી લોક ઠોક તો ધુણાવે છે! ૩૮
નિર્જીવ વાતને રૂપ કયારેક આપે એવું કે,
ભીતરને ભેદી નાખી ભાવમાં ભળાવશે;
ઉરમાં ઉમંગ આપે, રસથકી રગ આપે,
દિલ કરી દગ દશે દિશમાં દોડાવશે;
ચિતરે ચિતાર બુદ્ધિ પીછથી ચમક એવો,
લલિત કરી આંખે ઝળઝળિયાં લાવશે;[2]
કહે અર્દશીર હીર જોઈ એ કવિનું સર્વ,
ધન્ય! ધન્ય! મૂખથી ઉચારીને વધાવશે! ૩૯
ઈશ્વરની લીલા વરણવી બહુ લીન થઈ,
તેની ગતિ દાખી[3] ઓળખાવે કેવો હર છે;
કુધારો તજાવીને સુધારો તો વધારે સદા,
સ્વદેશનાં હીત વિષે નિત્ય તતપર છે;[4]

૧. મૂખ્ય. ૨ પ્રેમાનંદ, સામળ, દયારામ, નર્મદાશંકર તથા દલપતરામ જેવા કવિરાજોનાં કાવ્ય વાચી કોણ ના પાડશે કે વર્ણવેલી વસ્તુનું પ્રત્યક્ષ ચિત્ર આંખ આગળ આવી ઊભુ નથી રહેતુ?! ૩ દેખાડી ૪. કવિ નર્મદાશંકર તથા કવિ દલપતરામ મરણપર્યંત એજ કામમાં મથ્યા રહી અમર થઇ ગયા છે.

નીતિ પથ પ્રીતિ થકી દોરવી અનીતિ કાપે,
સુધર્મનો મર્મ આપે, સબળી અસર છે;
અવનિમાં એ કવિની[1] સુવાસના સદા રહે,
એ કવિનું નામ જગ અચળ અમર છે!! ૪૦

## કવિની કલ્પના.

### મનહર છંદ.

કુદરત વાડી સર્વ સ્વાધીન પોતાને કરી,
કલ્પના કવિની રાજ કરતી જણાય છે[2]!
સ્વર્ગથી પાતાળ જાય, પાતાળથી સ્વર્ગ ધાય,
વિજળીનો વેગ એથી ખરે હાર ખાય છે;
વિચિત્ર બતાવે રગ, તરગ[3] ગહન[4] વ્યંગ[5],
અહોનિશ એવા નવનવા ઉભરાય છે;
કહે અર્દશીર કથી કથી કહું કેટલું હું,
કવિકેરી કલ્પનાનો કિનારોજ[6] ક્યાંય છે?!! ૪૧

## સુકવિ સામર્થ્ય.

### મનહર—યમકાલકાર.

અસર સરસ રસના[7] પીરસે રસથકી,
પ્રસર સરસર સરસ જાય સરતો!

૧ જૂદી જૂદી ભાષાઓના ઉત્તમ કવિઓ કવિના લક્ષણ એવાજ વર્ણવે છે ૨ કુદરતરૂપી વાડી 'પોતાને હાથ કરી લઇ કવિની કલ્પના ત્યા મનમાનતા હુકમ ચલાવી રાજ કરે છે, અને તે વાડીમાથી પોતાને મનગમતા ફળફૂલ ચૂંટી લેછે, જેપર કોઇનો દાવો નથી'' ૩. ખ્યાલ, વિચાર, તર્ક ૪ છૂપા, અથાક ૫ ગૂઢ, ઊંડા ૬. કવિની કલ્પના ક્યાં જઇને અટકશે તે કોઈ કળી શકતુ નથી, કારણ એનો કિનારો—પારજ નથી ૭ જીભ

જન મન રંજન કરે જનમ નજરથી[1],
કરેજ નમન રંજ, નકી લાગે ડર તો[2];
દૂર હોય તોય પૂર શૂર ચઢે નૂર જોઈ,
ભરમ ભરત[3] એવી સરભર[4] ભરતો;
કવિ-કર[5] ફેંકે અરદેશર તો કર[6] એવાં,
શૂકર[7] કરાવીને ફિકર દૂર કરતો. ૪૨

"નવનવી નવાઈમાં નિપુણતા[9] નાખી દિયે,[10]
રડતાંને રીઝાવીને રંગમાં રમાડશે;[11]
દિલમાં ઉદાસ કરી દયા તો કદાપિ ખેંચે,[12]
શાંત રાખી શિક્ષા દઈ શકને[13] શિખાડશે;[14]
ભયનાં આભે ડરાવી ભીતરમાં ભીતિ આપે,[15]
કદી કરે ક્રોધી,[16] કદી કંટાળામાં કાડશે;[17]
જોગીને તો ભોગી કરે,[18] કાયરને શૂર કરે,[19]
એ તે ખરો કવિ અરદેશર વગાડશે[20]! ૪૩

કવિ મૂખનો પોકાર, ખર બનાવે તોખાર,[21]
કવિ મૂખનો પોકાર, છાપ ખરો છાપશે;
કવિ મૂખનો પોકાર, જીતને બતાવે હાર,

૧. પ્રથમ દૃષ્ટિ પડતાંજ ૨. જેથી રજ-દિલગીરી-થાક એ સૌ ડરીને નમી ચાલી જાય છે. ૩ ભેદ ભરમથી ભરપૂર કવિતાની ગુંથણી ૪. પૂરેપૂરી; બરોબર. ૫. કવિનો હાથ. ૬ કિરણ (કવિતારૂપી) ૭. ઉપકાર, પોતાને લાભ થવા માટે ઈશ્વરનો ઉપકાર માનવો. જેમકે "શૂકર કરતારનાં!" ૮. આ આખાં કવિત્તમાં કાવ્યના નવ રસ વર્ણવવામાં આવેલા છે. ૯. પ્રવીણતા; ચતુરાઈ, કાબેલિયત. ૧૦. અદ્દભુત રસ ૧૧. હાસ્યરસ. ૧૨ કરુણારસ ૧૩. દુષ્ટ; નાગો. ૧૪. શાંતરસ. ૧૫ ભયાનકરસ. ૧૬. રૌદ્રરસ. ૧૭. બીભત્સરસ. ૧૮. શૃંગારરસ. ૧૯. વીરરસ ૨૦. ગજાવશે. ૨૧. ઘોડો; ગધેડાને ઘોડો બનાવે!

કવિ મૂખનો પોકાર, અબ્ધિ[1] મોટા માપશે;
કવિ મૂખનો પોકાર, પંગુને[2] દોડાવે પાર,
કવિ મૂખનો પોકાર, દીન દુઃખ કાપશે;
કવિ મૂખનો પોકાર, પ્રયાણ[3] કરે અપાર,
કવિ મૂખનો પોકાર, જ્ઞાન સાન આપશે. ૪૪

[4]સત્યને બતાવે જૂઠ, જૂઠને બતાવે સત્ય,
રૂડાને ભૂંડો બતાવી, ભૂંડો રૂડો દાખવે!
કૃપણ કહાવે દાતા, દુઃખદને સુખશાતા,
લંપટને સત્ય જોગી કે'વડાવશે ભવે!
શત્રુને દેખાડે મિત્ર, મિત્રને શત્રુ ખચીત,
પ્રેમને અભાવ દાખે એમ નિજ ગૌરવે!
કવિ-કળા કહું અરદેશર તે કેવી રીતે?
કોઇ નહિ કળે કવિ કવન કેવાં કવે!! ૪૫

આભળાંમાં પશુઓને પાંખ આપીને દોડાવે,
સમુદ્રમાં પાણીપર ગાડીઘોડા ચલવે!
મીન મચ્છને મૂકી જમીનપર ડરવિના,
બહુ દીન સુધી ચલાવશે વિણુ મરવે!
ડુંગર ઉપર સરસર વ્હાણને ચલાવે,
અગ્નિ વિષે આંચવિના સુવાડેલો જણવે[5]!
કવિ-કળા કહું અરદેશર તે કેવી રીતે?
કોઇ નહિ કળે કવિ કવન કેવાં કવે!! ૪૬

આકાશ ને પાતાળ કે પાણીને પવન વિષે,

---

૧. સમુદ્ર; સાગર ૨ પાંગળો. ૩ મુસાફરી ૪. આ કવિત્તનો પ્રગટ ભાવ વિરોધાભાસાલંકારની કવિતામાં પ્રત્યક્ષ માલુમ પડશે. ૫. એવા એવા કુદરતી કાયદાથી ઉલટા દાખલાઓ રામાયણ તથા મહાભારતમાંથી પુષ્કળ જડી આવેછે!

પ્રયાણ[૧] કરીને ઝટ આવે નિજ માપથી;
ઝાડપાન અને ફળફૂલમાંથી રસ ચૂંસી,
પુસ્તકમાં ભરે પડે પ્રૌઢ નિજ છાપથી[૨];
જ્યાં ન પ્હોંચે રવિ ત્યાં તો કવિભાઇ જઈ પ્હોંચે[૩],
અજબ ગજબ એવો દાખે ખૂબી ખાપથી!
કહે અર્દેશીર જોતાં સૂણતાં હેરત કરે,
ઈંદ્રજાળ[૪] એવી કવિ પાંથરે પ્રતાપથી[૫]! ૪૭
મહા વેધને હઠાવે એવું કવિ કામ કરે,
ગુણીને જીવારવા પ્રયત્ન આઠે પ્હોર છે;
લુકમાન અને ધનવતરીકને ન હતી,
એવી મહા ઔષધીથી એનો દીપ્ત દોર છે;
અવનિ આકાશ અને સર્વે સૃષ્ટિમાં શોભિતો,
કવિનું પ્રાબલ્ય[૬] તો પ્રગટ ઠોરેઠોર છે,
કહે અર્દેશીર કવિ સામર્થ્ય અપાર દીસે,
મુઆને જીવાડે[૭] એવું કવિ કેરૂ જોર છે!! ૪૮
પલકમાં પવનની ગતિ બધ પાડી નાખે,[૮]
સાગરને શોષવાની[૯] હાડી જેની હામ છે!

---

૧ મુસાફરી, પ્રવાસ ૨. ઝાડપાન અને ફળફૂલમાથી સઘળો રસ પોતાની ગૂઢ શક્તિવડે ચૂસી લઇ કવિ પોતાની કવિતામા ભરપટ્ટે ભરેછે!! ૩ કેહેવત છે ૪ જાદુ ૫ કવિ એવા પોતાના જાદુવડે (લોકોમા વેહેમ છે તેમ) નજર બધ કરી હજારો વિચિત્ર દેખાવો બતાવે-દરસાવે છે, જે જો કે માનવામા નહિ આવે તોપણ ખરા છે!! ૬ પ્રતાપ ૭ વિક્રમ, ભોજ, રખીદાસ આદિ નામીચા રાજા અને ગુણીજનોના સ્થૂળ શરીર જો કે મરણ પામ્યા છે, તોપણ તેઓના નામ કવિઓએ અમર રાખ્યા છે! ૮ ફવાણો મરી ગયો તેના શોકમા પવન પણ બધ રહ્યો, એવુ વર્ણવે છે! ૯ કવિ શામળ ભટની કવિતામા એવુ ઘણુ મળે છે જેમકે, "સાત અરણ-વતણા નીર શોષું અમો," મંદોદરી સવાદમા તથા એવુ બીજુ અનેક સ્થળે લખેલુ છે

અતળ ઉપર કરે, ઉપરને આણે તળે,
ઘડીકમાં શીતળ કરે જ્યાં ઘણો ઘામ[૧] છે,
હજાર હાથીનું જોર, કલમના ગોદા[૨] રાખે,
કવિતર્કને વશ ત્રિભુવન તમામ છે,
કહે અર્દેશીર ચિંતામણિ[૩] તો કવિજ પામ્યો !
નકાર[૪] હકાર[૫] કરતુ કવિનુ કામ છે[૬] ! ૪૯

---

## કવિનો ભંડાર.

### ઘનાક્ષરી—સ્વસ્તિકાકૃતિબંધ

કવિકેરી રીધસીધ[૭] ધરા[૮] પ્રીછે છે અખૂટ,
ટળે નહિ હિર એનું નૂતનજ[૯] જયી થાય,
કવન સુ સુહાવીને નેહ પામે મેદનીનો,[૧૦]
નોકદાર[૧૧] રહી નિજ જપનેજ[૧૨] જપ્યો જાય,
કલમને નેમ આપી, પીડ સૌની નિત્ય કાપી,
પીયુષથી[૧૩] થીર થાપી, પીમળને[૧૪] નેટ[૧૫] ચાય,
કવિતામાં માળો કરી રીઝી ખરે રે' અદલ,
લખેશ્રીની નિધિ[૧૬]નએ એનુ[૧૭] નહિ હિર પાય ! ૫૦

---

૧ તડકો, તાપ ૨ કલમના ગોદા શું શુ કરી શકે છે તે આજકાલ કોઇથી અજાણ્યુ નથી ૩ ઇચ્છિત વસ્તુ દેનાર મણિ, એ તથા બીજા તેર રત્નો માત્ર સ્વર્ગમાંજ છે, એમ હિંદુશાસ્ત્રમા કલ્પેલુ છે, પરતુ ઉપર વર્ણવેલા સિદ્ધાંતોથી એ મણિ તો કવિજ મેળવી શક્યો છે ૪ ન, ના, નહિ ૫ હા ૬ "નહિ"નું "હા" કરવું, મતલબ કે જે નહિ બની શકે એમ જણાતુ હોય તેને બનાવી બતાવવુ એ કવિનું કામ છે ૭ રિદ્ધિ સિદ્ધિ ૮ પૃથ્વી ૯ નૌતમ; નવીન તાજુ ૧૦ આલમનો ૧૧ ટેકીલો ૧૨ કવિતાના જપ ૧૩ અમૃતથી ૧૪ સુગધ (ફી ઢિરપી) ૧૫ નકી ૧૬ ભડાર ૧૭ એ કાવ્યના માળાથી કવિ એવો રીઝે છે કે જેવુ હીર ભલા લક્ષાધિપતિના ભંડારમા પણ નથી દીસતુ

## સુકવિના હાથપ્રતિ ઉક્તિ.

### મનહર છંદ.

અરે રૂડા હાથ તારી પ્રિયની[1] સંગાથ રહી,
સ્વામીતણી સેવા રૂડી કરજે તું સ્નેહથી;
પંચ તારા પ્રધાનને[2] પવિત્ર પ્રતિજ્ઞા દેજે,
લાયક લખાવે સ્વામી લખે તેવું લેહથી;
અધમ અનીતિમાન કુપથ પળે તું રખે,
હરિગાન દેશકાજ ફાવજે ફતેહથી;
કહે અર્દેશીર એવું ઉત્તમ ઉતાર વીર,
જગમાં જરૂર જેજેકાર થાય જેહથી. ૫૧

---

## કવિ કુદરતી—સ્વાભાવિક છે.

### મનહરછંદ.

કસ્તુરીમાં કોણ કહો સુવાસ ભરવા ગયો?
હરણીને અજન કરવા કોણ જાય છે?
ગુલાબકેરી કળીને ગોઠવવા કોણ ગયું?
સેલડીમાં રસ મધુ કોણથી ભરાય છે?
મારીકૂટી તેમ કદી પ્રયત્ન પ્રયૂત[3] કરે,
તથાપિ કદાપિ કવિ કીધેલો ન થાય છે;
કહે અર્દેશીર કૃપા પ્રભુની સપૂર્ણ પામે,
કુદરતી કવિ બની તોજ તે ગવાય છે. ૫૨

---

૧. કલમ. ૨. હાથના પાંચ પ્રધાન તે આગળા, જે કલમને ધરે છે.
૩. દસ લાખ.

## કવિ અને કુદરત.

### ધનાક્ષરી-કટારબંધ.

કવિનાં કવન રૂડાં સૃષ્ટિકેરો છે શૃંગાર,
કુદરત એનાવિના નિશ્ચય સૂની અપાર;
રસના[1] છેલછબીલી, ગભીર કે થે રગીલી,[2]
રક્ષણુ નીધાથી કરે, ભલાઇનો છે ભરાર;
લીલાલ્હેર કરી નાખે હોય જ્યાં વેરાન ઠાર,
રણધીર વીર એવા પ્રબળ કરે પુકાર;
લીન[3] જોઇને અથાક, રળી[4]થી વધાવે વાક[5]!
કવિ એવા જતાં, રડે કુદરત ઝારઝાર! ૫૩

---

## ખરા કવિ કોઇકજ આવે છે!

### મનહર-દૃષ્ટાંતાલંકાર.

મોતી નહિ મળે કદી સુણો સર્વ સાગરમાં,
દરેક ગિરિ[6] ન હીરા ધરાએ ધરાવે છે,
ઠામઠામમાથી નહિ નીકળે સુવર્ણ[7] કદી,
વનવનવિષે નહિ ચદન[8] મ્હેકાવે છે,
ગગનમાં ચરૂદને દેખવુ તો દુર્લભ[9] છે,
સકળ જગલ જગે સિહ ન ગજાવે છે,
કહે અર્દેશીર આજ નામના કવિ છે ઘણા,
અવનિમાં ખરા કવિ કોઇકજ આવે છે! ૫૪

---

૧ જીભ  ૨. ઘડીકમા ગભીર-શાત વર્ણન કરે છે, કે ઘડીકમા મોજીલી થઈ જાય છે  ૩ ગરક, એકાગ્ર  ૪ ખુશી, હાસ.  ૫ કુદરતના વિવિધ રગોમા લીન થયેલો જોઇને સરસ્વતીદેવી કવિને ઉમગથી વધાવી લે છે, આશિષ આપે છે।  ૬ પહાડ, પર્વત  ૭ સોનુ  ૮ સૂખડ  ૯ અધરૂ; કઠણ

## સુકવિનો મુકામ.

### “ અ ” અક્ષરાકૃતિ નાગબંધ, ચોકીબંધ, પવનચક્રિબંધ, તથા અષ્ટ પાંખડી કમળબંધ.

### ધનાક્ષરી છંદ.

મસ થાય ધૂમધામ, મહાજન આવે ઠામ,
મહીમાં[1] છે એવો એક કવિરાજનો મુકામ;
મઝાથી કરે વિરામ, મથી કાવ્યે આઠો યામ,
મતિના તરંગ[2] જેના નાદથી ગજાવે ગામ;
મનોરથ[3] હાંકી નામ, મચે સત્ય ડંકો ધામ,
મહિમા[4] નિહાળે ધરા, રાજા કે પ્રજા તમામ;
મને[5] અર્દેશીર આમ, મગ્ન છું દેખી દમામ;
મહા એ કવિમણિને નેહથી કરૂં પ્રણામ! ૫૫

---

## કવિતાપ્રત્યે અભાવ રાખનારવિષે.

### મનહર—વર્ણલોપાલંકાર.

સિંહથકી નાસી વહા વાઘને શરણે જાય,
એ તો એને પ્રેમથી બચાવશે કે ચાવશે?
અભિમાન રાખી કોનું કહ્યું નહિ કાન ધરે,
એ તો એની ભૂલ કો બતાવશે કે તાવશે[6]?
દુર્જનને સારી સારી શીખ આપવાને ચહે,
એ તો એનાં હૈયાંથી વળાવશે કે લાવશે?

---

૧. પૃથ્વીમાં. ૨. ખ્યાલ; તર્ક અથવા ઘોડા, કારણ કે કવિના મુકામનો દમામ વર્ણવેલો છે ૩. ઇચ્છા, મનકામના;—એમાંજ “ રથ ” પણ આવી ગયો છે ૪. પ્રતાપ; મહાત્મ્ય. ૫. મનમાં. ૬. તપાવશે; ચીડવશે.

દુષ્ટપાસે જઇ અરદેશર કવિતા કહે,
એ તો એનાં ઉરમાં દુભાવશે[1] કે ભાવશે? ૫૬

## અફીણીપ્રત્યે અન્યોક્તિ.

અરે ઓ અફીણી નથી અફીણતણી આ ગોટી,
એ તો કોટિ કિંમતની ઊંચી કસતૂરી[2] છે!
ભૂંડો કટુ[3] સ્વાદ તારૂં મૂખ તે પ્રસાદ[4] જાણે,
મધુ મૂખવાસ આપનારી એ તો હૂરી[5] છે;
બાયલો બનાવી ભાન ભુલાવી દેનારી નથી,
શાબાશી લેનારી સાનવાળી એ તો શૂરી છે!
કહે અર્દેશીર હજી જોતાં જો અધૂરી હોય,
તો તું જા પ્રસિદ્ધ જ્યાં અફીણીઆની પૂરી છે[6]!!૫૭

## ચોરપ્રત્યે અન્યોક્તિ.

ચંદ્ર તો કહે છે સુણ ચોર ઓ નઠોર ભૂંડા,
દિલે તું દુખાય તેની મને પરવા નથી;
ભલે તું મુઝાઈ કે ખીજાઈ મને ભૂંડો માને,
તેથી નહિ ડરી હઠું ચંદનીનાં દાનથી;
કૂડાં તારાં કામમાં ન કદી મારો કર આપું,
પૃથ્વીને પ્રકાશ દેવા ભૂલું નહિ ભાનથી;
દાખે અર્દેશીર તને ધિક્કાર અપાર પડે,
સજ્જન સંભારે મને માયા અને માનથી. ૫૮

---

૧. જીવ બાળશે; સતાવશે. ૨. કસ્તુરી. ૩. કડવો; અફીણ કડવું છે. ૪. મિષ્ટ ભોજન. ૫ સ્વર્ગની પરી. ૬. આ કડી દ્વિઅર્થી છેઃ—હે મેઘાણી! તારી અક્કલ જોતાં જો હજી અધૂરી હોય તો જ્યાં અફીણી- વિવિધ ઓની—નગરી છે, ત્યાં જ' અથવા તો જે અફીણીઓએ પોતાની હ છે, સંપૂર્ણ ગુમાવી હોય તેઓપાસે જ!'
૭. અધઃ; ૬.

### નિદર્શનાલંકાર.

લળી લળી લાખ વાર વાર્યો નહિ વળે કદી,
કહો કોણ મૂખ ફરી જોશે એવા લાંઠનું?
બકી બકી શિક્ષક કંટાળે પણ સૂણે નહિ,
પછી કોણ બોધે જો ન ભાન રાખે પાઠનું?
કથી કથી કવિરાય કીમતી કવિતા કરે,
ઠોઠ નહિ જાણે કાંઈ કવિતાના ઠાઠનું;
કહે અર્દેશીર એવા બધિર[1] કને કવવું,
એ તો જાણે ઘેલાસાથે જવું ખાઈ ગાંઠનું!! ૫૮

---

## પ્રાચીન તથા અર્વાચીન રાજા અને દાતાવિષે.

### મનહરછંદ.

ભૂમિનો ભંડાર હોય, સુંદર શૃંગાર હોય,
હિંમત હજાર હોય, જાણીતો સૌ ઠામનો;
સિંહ જેવો શૂર હોય, નેહવંતું નૂર હોય,
પ્રતાપનો પૂર હોય, શેઠ ગામગામનો;
મીઠી મીઠી વાણવાળો, સભ્યતા ને સાનવાળો,
હોય એજ દીપક[2] કદી કૂળ તમામનો;
કહે અર્દેશીર બહુ મોટામાં લેખાય પણ,
દાતા જો ન હોય તો છે કોડી ને નકામનો! ૬૦

### વિનોક્તિઅલંકાર.

શૂર નહિ શ્વાસ જાણે, દેહ નહિ દાસ જાણે,
સત્યવાદી શીર ન જરૂર કદી જાણશે;
પતિવ્રતા પ્રાણ નહિ, હરિભક્ત હાણ નહિ,
ન્યાય નહિ રાયતણો પક્ષ પણ તાણશે;

---

૧. બહેરો-કાન છતાં આવી ઉત્તમ તક ગુમાવે છે માટ. ૨. દીવો.

જેનો જેવો ગુણ જેવો પ્રેમ તેવી નેમ ધારે,
જીવ જાય તોય તેને પ્યારોજ પ્રમાણશે;
અદલ વિચારે તેમ પુણ્યપર રાખી પ્રેમ,
અવનિમાં દ્રવ્ય નહિ દાતા ઉર આણશે. ૬૧
જેહ હાથે જગતમાં કૈંકકેરાં દુઃખ કાપ્યાં,
જેહ હાથ નોધારાંનો આધાર થઈ રહ્યો;
જેહ હાથે અતરથી પસવારી ધીર દીધી,
જેહ હાથે કૈંક રત્ન[1] પ્રકાશ છતો[2] થયો;
જેહ હાથે પ્રીતે કવિ પંડિતોને સાહ્ય કીધી,
જેહ હાથ દાન કરી દીન[3] દાઝથી દહ્યો;[4]
અદલ વિચારો બીજા ખાલી કર્જદાર ગયા,[5]
ધન્ય એજ હાથ નિજ સાથ ખૂબ લૈ ગયો! ૬૨

## દ્રષ્ટાંતાલંકાર.

અંધ પાસ દર્પણ[6] ધર્યાથકી શું કામ આવે?
રાગ તાન ગાય પણ બ્હેરો ન કાને ધરે;
હજારો રૂપૈયા લઈ બળદની પાસ મૂક્યા,
બળદ બીચારો એને કેમ તે કરી ચરે?
કાયરને જો કદાપિ શસ્ત્ર દીધું તો શું કરે?
ગધર્વ ન સેલડીનો સ્વાદ મૂખમાં ભરે;
કહે અર્દશીર રાંક જાત નહિ રત્ન જાણે[7],
કૃપણ સદાનો તે તો કવિતાને શું કરે? ૬૩

---

૧. નરરત્ન; કવિરત્ન. ૨. ખુલ્લો, જાહેર. ૩. ગરીબ, રંક. ૪. બળ્યો. ૫. બીજા ખાલી હાથે તો ગયા પણ સામું જગતમાં કરજ કરી દેવાદાર થઇને ગયા!! ૬. આરસી. ૭ કવિ શામળભટે લખ્યું છે કેઃ-"રાંક જાત તે રત્ન શું ઓળખે, આખર ચેતન ચાકરનો!"

### સ્વભાવોક્તિઅલંકાર.

અરે દમડી હું તને માવડી સમાન પૂજું,
પૃથ્વીમાં પ્રગટ તુંજ મારો પરમેશ છે !
પ્રીતથકી છાતીએ દબાવી રાખું પ્રાણજેવી,
માર ખાઉં મરૂં પણ ડર નહિ લેશ છે !
પંડિત કવિ કે ગ્રંથકાર કોઈ આવે ત્યારે,
આંખ કાન ઢાંકું એવું બ્હાલ તો વિશેષ છે!
ભરૂં રે ભરૂં ભંડાર, ઠરૂં નહિ કોઈ ઠાર !!-
કૃપણનાં ચિત્તવિષે વાત એ હમેશ છે!  ૬૪

### દૃષ્ટાંતાલંકાર.

સિંહતણો શોર સુણી મૃગ[1] નાસે જોરથકી,
તોપનો ધડાકો સુણી કાગ બૂમ પાડે છે;
મનીસ્વર સુણી કાળ ગણીને મૂષક[2] નાસે,
ચંદ્ર ઊગી ચોર ઉરે બીક તો પમાડે છે;
મગરનો ડર બહુ જળવિષે મચ્છ રાખે,
અરૂણ દેખી ઉલૂક[3] આંખ ન ઉંધાડે છે;
કહે અર્દેશીર તેમ કંપારી તો કોડ છૂટી,
કવિનામ સુણી મૂર્ખ કૃપણ સંતાડે છે.  ૬૫
ભલા ભલા રાજા અને દાતા આજ કયાં ગયા છે?
જેની કૃપાવડે કાંઈ કવિ કૃત્ય તો થયાં;
કવિ અને બેશ[4] ગ્રંથકારની કદર કેવી,
કરતા તે કથન તો જાય ન કદી કહ્યાં;
કરીને સહાય બેશ, આદર[5] દેતા વિશેષ,
જેની વાણીથકી કેક દુઃખ લોકનાં વહ્યાં[6];

---

૧. હરણ. ૨. ઉંદર. ૩ ઘૂવડ. ૪ લાયક; યોગ્ય ૫. સન્માન. ૬. કપાયાં.

કહે અર્દેશીર એવા ભલા ભલા ચાલી ગયા,
આભલાં ને ઝભલાં ને ઠોભલાં હવે રહ્યાં[1]!! ૬૬

નામદાર ઉદાર ગયા કયાં સરદાર આજે?
જેને જોતાં દિદાર તો ખુશીમાં ચમકતાં;
જ્ઞાનમાં નહીંજ કાચા, દાનમાં હઠે ન પાછા,
ઠીક જેથી નામ ઠામઠામમાં ઠમકતાં;
કવિઓની વ્હાર બહુ વ્હાલ ધરી કરતા'તા,
કયાં છે તેઓ હવે?- મુડદાર નામ ટકતાં[2]!
કહે અર્દેશીર કવિ-માનનો મકાર જતાં,
નાદાર ને દાર જેવા રહ્યા રે ધ્રુરકતા[3]!! ૬૭

મહા ધનવાન ગુણવાન નર ઊઠી ગયા,
પંડિત કવિનાં સ્નેહે સંકટ નસાડતા;
શોધ કરી કવિરત્નો તેને ઉમંગ દેતા,
કાવ્યરસ રસે પોતે ચાખીને ચખાડતા;
કરી એહ મોટું કામ, અમર કીધાં છે નામ,
કયાં છે હવે તેવા સુખ જગને પમાડતા?
કહે અર્દેશીર આજ દરવાન ગાડીવાન,
ઇંધનવાન[4] અને હેવાન બૂમ પાડતા!!! ૬૮

---

૧. એવા ભલા ભલા હતા તે તો ચાલી ગયા, હવે તો એ "ભલા" ના બે અક્ષરો "ભ" ને "લા" નીચલા શબ્દો "આભલાં", "ઝભલાં" ને "ઠોભલાં" એ ત્રણમાંજ ભળાયલા નજર પડે છે! જે માત્ર ઉપલા "ભલા" શબ્દના પ્રતિનિધિઓ રહેલા દેખાય છે!!! ૨. નામદાર ઉદાર સરદારો તો હવે નથી રહ્યા, હવે તો "મુડદાર" કહેતાં અશક્ત, લાચાર થઈ ગયા છે! ૩. હમણા કવિઓને માન નથી આપતા તેમાટે તે "માન"નો "મકાર" કહેતા પ્રથમ અક્ષર "મ" નીકળી જતાં (નામદારમાંથી "મ" જતાં) હવે "નાદાર" કહેતાં દેવાળિયા અને "દાર" કહેતાં સ્ત્રીજેવા ધ્રુરકતા રહ્યા છે!! ૪. ઇંધનવાળા; લાકડાં વેચનાર.

કવિત્ત કરી કે સુકવિ ગયો કે રાય પાસે,
ઉરમાં વિચાર કરી રાયતણી સાહ્યનો;
રાય તો સૂકી પરાય[1], ધ્યાન ન દીધું જરાય,
કવિરાય બકી થાકી ભોગ થયો દાહ્યનો;
એજ સમે રંક કોઈ મ્હેલ બ્હાર નાસતો'તો,
ધરવા સિપાઈ દોડ્યો રાયની સહાયનો;
ત્યાંથી કવિ ચાલી અરદેશર ચેતાવે તેને,
નાશ, ભાઈ નાશ સત્ય જાણ એ તો રાયનો[2]! ૬૯

### સ્મૃત્યાલંકાર.

ભલા ભોજરાજ ગયા, પ્રાણ પૃથીરાજ ગયા,
શાણા શિવરાજ ગયા, તાજ કવિરાજના;
ફાર્બસ કિન્લાક ગયા, રૂડા રખીદાસ ગયા,
રાજા ગયા દાતા ગયા કાવ્ય સુખ સાજના;
કવિ પાળનાર ગયા, કવિતા લેનાર ગયા,
કહે અર્દેશીર ગયા સર્વે કવિકાજના,
ભૂપ સહુ ચાલી ગયા, કૂપ[3] દાતા ખાલી થયા,
રૂપ ખોટું ઘાલી રહ્યા, રાય દાતા આજના[4]!! ૭૦

---

૧. દાડો; દસ્તો ૨ એમા અન્યોક્તિ કીધી છે:–પેલા નાસનારને ચેતાવ્યો કે એ તો રાયનો સિપાઈ છે માટે નાસ-દોડ, પરતુ એમાજ રાયને કવિએ શ્રાપ દીધો છે કે "એવા રાયનો નાશ, સત્યનાશ થાઓ!!" ૩ કૂવા. ૪. હાલના રાજાઓ અને ધનવાનો એશઆરામમા ફરી, પોતાની પીપ જેવી મોટી દુડ બહાર કાઢી, મોઢું પણ ખોટું રૂપ ઘાલી રહ્યા છે, અને પોતાની દોલત અવળે માર્ગે ગુમાવે છે, પરતુ કોઈ સારા કવિને આશ્રય આપી પોતાનું નામ અમર કરવાની શુદ્ધ અક્ષીણ ગાજાના બહારમાં ઉઘાડતા નથી!! સર્વે રાજા એવા છે, એમ હું કહેતો નથી, હજી પણ કેટલીક ઉદાર દરબારમા કવિરત્ન ચલકે છે

### અન્યોક્તિ અલંકાર.

મ્હેલ જેવા મકાનમા ગોરીના મધુ ગાનમા,
સભા ભરી બેઠા શેઠ, આસન કરી રહી,
સુકવિ બિરાજ્યો કોઈ, શેઠ કેરો ઠાઠ જોઈ,
કાવ્ય કરી સાચ આશ શેઠની ધરી ચહી,
કટુ મૂખ કરી શેઠ, ફેરવિયુ દુખી પેટ,
ઠેઠ ચઢી ઝાળ કવિરાયને ખરી તહીં,
તજી બ્હાર જતા ખર જોઈ થૂકી કવિ બોલ્યો
થૂ થૂ થૂ થૂ! તોબા!! મૂખ જોવુ એ ફરી નહીં!![1] ૭૧

સેવક સેવે હજાર, ઠાઠમાઠનો ન પાર,
મનમાન્યુ હાજર કરે વળી પલકમા,
ધરણી ધ્રુજાવે ભારી, બડાઈ સૌએ સ્વીકારી,
છેલડો છાતી કાઢીને છાજતો છલકમા,
હાથી ઘોડા ગાડીવાડી, પોઇશ દોડે અગાડી,
હીરામોતી તણા હાર લટકે હલકમા,
કહે અર્દેશીર પણ કવિના પ્રકાશવિના[2],
ધિક્ક એવા ધનીકેરા ધનને ખલકમા ૭૨

### સમાપ્તિ

#### મનહર છંદ.

કવિતા છે કેવી તેની પિછાન કરાવી પ્રીતે,
કવિતાનુ તત્ત્વ ને મહત્ત્વ તો બતાવ્યુ છે,
સુકવિનુ તેજ ને સામર્થ્ય વરણવ્યુ રૂડુ,
સુકવિનુ નામ અને કામ સંભળાવ્યુ છે,

---

૧ એમા પેલા શેઠપર થુકી તેનુ મોહુ ફરી નહિ જોવાની અન્યોક્તિ કરી છે

૨ કવિએ તેના ગુણ કવિતામા ગાઇ તેનુ નામ અમર ન રાખ્યુ તો

પ્રશસા કરીને યોગ્ય, સુકવિ ને કવિતાની,
બૂજ તેની બૂજાવવા બનતું બજાવ્યુ છે,
પૂરણુ પ્રકાશ પામે, જગતમાં જશ જામે,
નિર્મળ એ નેમ રાખી સ્નેહથી સમાવ્યું છે. ૭૩

કવિતા પ્રતિ અભાવ રાખનાર જન અને,
કૃપણુ હજી પણુ કવિતા ધારે ધ્યાનમાં;
કવિને સહાય કરી, કવિતાની બૂજ ધરી,
ભિત્તરના ભાવથકી દિલ દાખે દાનમાં,
કવિતા દેવીને પાછી ઉઠાડી ગજાવે પૂરી,
પ્રેમદા પુરુષ રીઝે કાવ્યરસ પાનમાં,
કહે અર્દેશીર આમ, આશયથી કીધું કામ,
ચિત્તમાં ચતૂર એ તો સમજશે સાનમાં. ૭૪

અલ્પ બુદ્ધિ શક્તિ જેવી, કવિતા કરી છે તેવી,
કવિ કોવિદોને પૂરા વિનવુ છું પ્યારથી;
બાળ છું અજ્ઞાન, નહિ કવિતાની જુક્તિ જાણું,
કેવળ તણાયો તાને કાવ્યના દિદારથી,[1]
કવિમાં ગણાવા નહિ લેશ પણ ફાકો રાખુ,
ઉચરૂ ન એક પણુ વેણુ અહકારથી,
કહે અર્દેશીર આમ, કોડથી કીધું છે કામ,
સજ્જન તો સ્નેહે જોશે સૂપડાંના સારથી.[2] ૭૫



૧ કાવ્યમાતાની સેવા કરવાનો મારી અગિયાર વર્ષની નાની વ યથી મને શોખ છે ૨ કવિ શામળે કહ્યુ છે કે "સૂપડુ સારજ સગ્રહે, ધાડે માહિથિ છાર"

# ગુર્જરગિરાની પડતી.*

મનહરછંદ.

રૂડી ગૂજરાતી ગિરા[1] અમૃતથકી ગળી જે,
તેહની મધૂરતા તો અધિક ઘટાડી છે;
પૂરણ અભ્યાસ નહિ, લેશ જેનો કયાસ નહિ,
જેમ જેને ફાવ્યું તેમ બહુધા બગાડી છે;
વિદેશ[2]ની શીખ્યા વાણી, તેને તો રાખી છે તાણી,
પોતાની નહિ પિછાણી, એવી બુદ્ધિ આડી છે;

---

* મધૂર ગૂજરાતી ભાષાને આજકાલ કાચા લખનારાઓએ બહુ બગાડી નાખી છે, એ ઘણી દિલગીરીની વાત છે. ભાષાનું સંપૂર્ણ જ્ઞાન લીધા વિના, લેખકમાં ખપવાના લોભે, એકદમ સાહિત્ય-સાગરમાં ઝોંકાવી મેલે છે, પછી પોતાની તથા ભાષાની શી ગતિ થાય છે તેનો લેશમાત્ર વિચાર રાખતા નથી! તેમાં મારા પારસી ભાઇઓએ ગૂજરાતીમાં ખૂબ ગડબડ ચલાવી છે. પ્રસિદ્ધ વર્તમાનપત્રો તથા ચોપનિયાંઓની લગામ પારસી ભાઇઓના હાથમાં છે, જેઓ જોકે વિદ્વાન છે, તોપણ ભાષાજ્ઞાન અને તેની શુદ્ધતા તરફ ( જનમનો અભાવ રાખી ) લક્ષ નહિ આપતા હોવાથી ભાષાને બહુ બગાડી નાખે છે. પ્રસિદ્ધ વર્તમાનપત્રો અને ચોપાનિયાંપર દેશની ભાષાશુદ્ધતાનો બહુ આધાર રહેલો છે, માટે તેના અધિપતિઓને ભાષાનું સપૂર્ણ જ્ઞાન હોવું અવશ્યનું છે. જે પારસીઓ પારકી ભાષાઓ ચતુરાઈથી થોડા વખતમાં સંપૂર્ણ ખેડી નાખે છે, તેઓ સ્વભાષાતરફ કેમ બેદરકારી બતાવતા હશે?! ૧. વાણી, ભાષા. ૨ પરદેશની.

અદલ જુઓને પારકીપર વધૂ લોભાયા,
સાન છતાં ભૂલ્યા જે પોતાની મીઠી માડી છે! ૧

ડરને તો દર કહે, ગાળને તો ગાર કહે,
દાળને તો દાર કહેતાં વનિતા[1]નાં વ્હાલમાં[2]!!
ગમે તેમ વદે પછી અર્થનો અનર્થ થાય,
જાણે હજી તોતળું બોલે છે વય બાળમાં!
બાળ થઈ બોલે ત્યારે સૂણવા તો ઠીક લાગે,
હવે બાળભાષા એ તો ઉતરે ન ખ્યાલમાં!
ભલા મારા ભાઈ, એ તો ભણ્યા પણ ભૂલી ગયા,
એહને તો શીખવા મૂકો પાછા નિશાળમાં!! ૨

પેટકાજ હેત બહુ ધરી પરભાષા શીખ્યા,
પડતી મૂકી છે પડે સુવાણી સ્વદેશની;
શુદ્ધ જ્યાં સ્વદેશનો પોશાક ન પે'રાવી શકયા,
વિરૂપ[3] કરે બનાવી અગરેજી વેશની[4]!
ગુણી ગિરાતણી ગરદન મારે ગાંડા બની,
લાજ સાન કે દયા ન દુષ્ટ ધરે લેશની;
પેટનું કરવા જતાં દેશનું તો ખોહી બેઠા!!
એઓને માથે રહી કાળી ટીલી હમેશની! ૩

દેશને બગાડનાર દેશદ્રોહી દુર્જનને,
ધિક ધિક કહી સહુ અધિક ધિક્કારે છે;
સ્વદેશને ચાહનાર અને હિતકારી સર્વ,
દેશથી અનેક રીતે તેહને વિદારે છે;

૧. સ્રી. ૨. દારનો અર્થ સ્રી થાય છે. ૩ બેડોળ. ૪. જ્યાં શુદ્ધ ગુજરાતી ભાષા બોલી કે લખી નહિ શકયા, ત્યાં અર્ધો અગ્રેજી અને અર્ધો ગુજરાતી કરીને બેડોળ જેવી કરી નાખે છે.

રૂડી ગુણી ગૂજરાતી ગિરાને બગાડનાર,
આજ તો અધિક ભાષાદ્રોહીઓ અત્યારે છે!
અરે ભાઈ જુઓ! એને જોઈ સર્વ બેસી રહ્યા,
એને સજા દેવા કોઇ ઉરમાં ઉતારે છે?! ૪

કાકા મામા બોલવાનું શીખ્યો જેહ સદનમાં[1],
તેનેજ બાળી નાખેલું દેખી ચક્ષુ[2] રડતી;
પરણીને નારી સારી અધિક લડાવ્યા લાડ,
રૂડી પછી તજી તેને મૂકી છે રખડતી;
જોબનવિષે તો જશ અધિક મેળવ્યો પણ,
વૃદ્ધપણે ખોયો સૌ એવી કુબુદ્ધિ નડતી;
અદલ જુઓને દેશી ભાષામાં ઉછર્યો પણ,
આજ તો તેનેજ છાંડી મૂકી છે રે ગડતી! ૫

ગુણી ગુજરાતી ગિરાવિષે બહુ રમ્યો ખેલ્યો,
મોટો થતાં તેને વિસારવું અઘટીત છે;
બેપરવા એમ નિજ સંતાન થતાં બહુધા,
એ બિચારી આજ નિરાધાર નિરાશ્રીત છે;
સિંહ તો હણે છે સર્વ જીવને તથાપિ કદી,
આપનાંજ બચ્ચાં ખાય એવો ન પતીત[3] છે!
અરે ભાઈ જુઓ! હાલ એમ ઇંનસાન કરે[4]!
આજ કલિકાળમાં એ વાત વિપરીત છે!! ૬

---

૧. ઘરમાં. ૨. આંખ. ૩. ભ્રષ્ટ; પાપી. ૪. ઉપર લખેલાં સિંહનાં દૃષ્ટાંત પ્રમાણે તે પણ એટલો પાપી નથી, પણ ઇનસાન થઇને સ્વદેશી જ્યારે પોતાનીજ ભાષાનું ખૂન હમણાં એમ કરેછે, એ તો બહુ વિપરીત દીસે છે!!

અંગરેજી લાટીન ને બીજી પરભાષાઓનો
અધિક અભ્યાસ કરવાને ઉર ભાવે છે;
ઊંચી ઊંચી પગથીઓ કૂદવાને જોર કરે,
સોનેરી પગથી પ્હેલી ચિત્તથી ચુકાવે છે!
મધૂરતા થકી ભરપૂર નિજ જન્મભાષા,
કૂર બની ભાવ તજી ભાનથી ભુલાવે છે;
કહે અર્દેશીર માત-વાણીમાં અપટ રહી,
એક હાણ અને બીજું હસવું કરાવે છે! ૭



# વર્ષાવર્ણન.*

## ઊનાળાનો જુલમ.

### દોહરા.

તાપ ધરે છે તીવ્રતા, અંગ અતી અકળાય;
મેઘ મેઘ ઈચ્છે મહી, શીતળ લેવા સ્હાય. ૧.
શરીર સૂકાયું સહૂ, ધરા ચહે જળધાર;
શોષી લે જળ સ્હેજમાં, એવી તૃષા અપાર. ૨.
તરુ કરમાયાં તાપથી, રમ્ય ગયો નિજ રંગ;
નદી સરોવર તો નિઠ્યાં, ભૂ-લીલા થઈ ભગ. ૩.
પડ્યા નગ્ન સૌ પર્વતો, ઢાંકણુનો નહિ ઢાળ;
તાપ થકી તન ખુબ તપી, વધૂ બને વિકરાળ. ૪.
પશુ પક્ષી સૌ પ્રાણીનાં, અગ બળે અગાર;
પાણી પાણી પળ પળ પઢી, પૃથ્વી કરે પુકાર. ૫.

---

* આ "વર્ષાવર્ણન" માં વરસાદમાં પતા કુદરતના જૂદા જૂદા દેખાવો તથા ફેરફારોનું ક્રમે ક્રમે અનેક કલ્પનાથી વર્ણન કરવામા આવ્યુ છે. એ વર્ણન ગયા મે-જૂન માસમાં મારા થયલા ગોવાના પ્રવાસમા લખાયલુ છે, જ્યાં વરસાદની ઋતુમાં કુદરતનો બહાર અજબ ખીલી નીકળે છે. આ આખો વિષય શબ્દે શબ્દ ધ્યાનપૂર્વક વાંચતાં કુદરતનાં કામની તથા કાવ્યની ખરી લેહેજત મળશે, એમ ઇસારો કરવાની રજા લેઉ છું.

### ઇંદ્રવિજય છંદ.

ઢોર કરે બહુ શોર ધરાપર,
આખર કાળ હવે પૂર આવ્યો;
ઘાસ મળે નહિ ગ્રાસ[1]થકી કદીં,
શ્વાસ રહે ન શરીર સમાવ્યો;
નીર ખુટ્યાં સહુ, થીર ચલાય ન,
કાય વિષે ઉપવાસ કરાવ્યો;
મેઘપતી રતિ મ્હેર હવે કરીં,
ભૂપર મેઘ છિંપો મનભાવ્યો. ૬.

### માલિની વૃત્ત.

પિયુ પિયુ પિયુ પાડે, ચાતકો બૂમ ચોંપે;
ભટકીં ભટકીં ભારી, ફ્હેરથી ખૂબ કોપે;
વધુ વધુ વનમાં તો, તાપથી પૂર તૂટી,
અધિક તરસ અંગે, છાંય છે નીર છૂટી. ૭.
સરવર નદીંમાંહિ, જો પિવા હોય પાણી,
તન નહિ કદીં ત્યાં તો, જાય છે શૂભ જાણી;
તન બહુ તફડે છે, મેઘ ધારા ન મારે,
નિજ પ્રિય શુભ સ્વાતી, કોડ વારે પુકારે. ૮.

### વસંતતિલકા વૃત્ત.

સર્વે સ્થળે પવન ખૂબ ઊનો સરે છે,
અંગારની ગરમ ગાર બધે અરે છે;
ભૂમિતળે સગડીં શું સળગાવીં ભારી?
પૃથ્વી તપે અધિક જેવીં ભભૂક ધારી. ૯.

[1] બૂક; કોળિયો

કે ખૂબ એમ જળ તાપથકી ઉકાળે,
ઝાઝી વરાળ કરવા પછી પૂર ઝાળે;
ભેગી કરી નભ[1]વિષે પછી મોકલાવે,
પાણીતણું નગર જ્યાં પ્રીતથી વસાવે! ૧૦.

ઇંદ્રવજ્રા વૃત્ત.

પૃથ્વીવિષે ધામ[2] ઘણો પડ્યો છે,
એવે સમે મેઘ ચઢી અડ્યો છે;
દેખી ઘણો જૂલમ લાગ્યો દાહ,
તાપે કરે સૌ જન ત્રાહ ત્રાહ. ૧૧.
મેઘે ઘણી મ્હેર કરી મહીમાં,
સર્વે પિડાની વળી આણી સીમા,
રક્ષા કીધી સર્વ તણીજ રૂડી,
ઇચ્છા ઉનાળાતણી સર્વ બૂડી. ૧૨.

---

## મેઘની તૈયારી.

શૈલછંદ—એત.

શૂરા મેઘરાયે ધરી નિજ સૂંઢ,
ઉતારી સમુદ્રે પછી એમ ગૂઢ,
લીધું પાણી શોષી થઈ વાર લેશ,
પછી વ્યોમમાં[3] પૂર કીધો પ્રવેશ. ૧૩.
સહૂ ચાર પાસે જગા લીધ સાર,
ઠરીને નભે ગોઠવ્યો ઠીક ઠાર;
વસ્યો પૂર્વ પશ્ચિમ દક્ષીણ વામ,
કર્યું કોડથી સૂખનું શુભ કામ, ૧૪.

---

૧. આકાશ. ૨. ગરમી. ૩. આકાશમા.

થયો તાપ ઓછો દીધી શું ઉથાપ ?
પ્રીતે પેખિયે મેઘનો શું પ્રતાપ;
અડ્યો શોર્ય ધારી અરિને[1] અથાક,
ધરી ધીર તેને દીધી ખૂબ ધાક. ૧૫.
ભર્યાં વાદળાં દોડતાં જોર ભેર;
પળે થાય છે છાંયરો શુભ પેર;
પળે થાય પાછો શું તડકો પ્રકાશ,
નવા રંગથી ગ્રીષ્મનો[2] ચાહ્ય નાશ. ૧૬.

દોહરા.

રંગ વળી નિજ રૂપ તો, અજબ કરે આકાશ;
કદી વ્યાપે કાળાશ કે, ઉડી ધરે ઉજાશ. ૧૭.
જાણે જૂદી જાત ને, રાખે વિધવિધ રીત;
દુશ્મન સૈન્ય ડરાવવાને, વધૂ કરે વિસ્મીત. ૧૮.
આજ્ઞા વિધવિધ દે અતી, રણુમા બદલે રંગ;
ગગન થકી ગભરાય છે, દુશ્મન દષ્ટિ દંગ. ૧૯.
પચરંગી વળી પેખિયે, એનું સૈન્ય અપાર;
મેઘરાય મ્હા માનથી, ભૂપર કરે ભણકાર. ૨૦.

## વાદળના વિવિધ રંગ.

રોલછંદ—બેત

બહુ વાદળાં ફેરવે રૂપ બ્હાર,
વહે વેશ આકાર તો વારવાર,
દિસે નાટકે જેમ દેખાવ દૂર,
નવુ એમ નાખે નભે પૂર નૂર. ૨૧.

૧ દુશ્મનને ૨ ઉનાળાનો

ઘડીમાં ઘડાયે ઘણા ઘૂંટઘાટ,
ઠગારો ઠસે ધ્યાનમાં ઠીક ઠાઠ;
ઠગી જાય ઠાલી ઉડી ઠઠણાટ,
હશે શું હવાનું નભે એવું હાટ[1]?! ૨૨.

દિસે છે ઘડીમાંય ઘોડો દમામ,
અહા! પૂછ કેવું દિસે શ્વેત[2] આમ!
રૂડો શ્વેત કેવો નિહાળું છું રંગ,
ઉભો છે પવિત્રાઇ સાથે ઉતંગ[3]! ૨૩.

જુઓ ફેરવાયો દિસે એહ જોગ,
ભળીને બળીને દિધો નિજ ભોગ;
હવે જોઉં જ્વાળામુખી પ્હાડ હેઠ,
વધે ઝાળ કેવી મુખેથી વચેટ! ૨૪.

ધુંવો નીકળી જાય છે દૂર ધૂમ,
ગતી કોઇ વેળા થતી તેનોં ગૂમ;
સરે છે શરીરે જુઓ બર્ફ શ્વેત,
સદા તો બળે માંહ્ય જ્વાળા સમેત! ૨૫.

બતાવે ભલું ડોળ તે જેમ બ્હાર,
અને મૂખ બોલે સુવાણી અપાર,
તથાપી રહે ભીતરે ફંદ તર્ક,
નકી બાહ્ય[4] છે સ્વર્ગ ને માંહ્ય નર્ક! ૨૬.

ફર્યો છે જુઓ એ! પડી એક ફાટ;
ઘડાયો હવે તો જુદો કાંઈ ઘાટ;

---

૧. બજાર ૨. સફેદ. ૩. ઊંચો; સફેદ એ પવિત્રાઇનો રંગ છે.
૪. બહાર, દેખાવમાં.

બન્યો વાવટો તે બડો સૈન્ય બીચ,
ગ્રહી ટેક ઉભો ગજાસાથ ગીચ. ૨૭.

હરોલે ધજા[1] જેમ રાખે હમેશ,
દશે દીશ દાખે કયો નિજ દેશ;
લડાઈ થકી તે ઉભો જેમ લોહ,
મધૂ રૂપથી[2] આપતો તોય મોહ. ૨૮.

પડ્યું આહ! ભંગાણ એમાંય પૂર,
સજ્યો છે હવે તો દિસે એક શૂર;
ધસ્યો જાય દેખાય દેતો શું ધાક,
હવામાં દિસે પાડતો ખૂબ હાક! ૨૯.

નિહાળું કરે[3] હું અસી[4] નોંકદાર,
ઉઠાવી શું કાંધે ગજાવે અપાર;
ડરાવે બહૂ ગ્રીષ્મને એ ડમાક,
ઉરે તે ધ્રુજે મેઘરાયે અથાક. ૩૦.

વહ્યો જાય આકાર, દે અન્ય વાસ,
ભલો તે હિયે સિંહનો કાંઈ ભાસ;
ખુબીદાર તેની જુઓ શ્વેત ખાલ,[5]
અહા! શ્વેત કેવી અદાયોગ્ય યાલ[6]! ૪૧.

ગયો સિંહ ને આવિયો હસ્ત ગાઢ,[7]
રહ્યો સ્થંભ આગે વધે જેમ રાઢ[8];
ન ભેદી શકે દુશ્મનો આરપાર,
ઉભો એમ કિલ્લાસમો ઉસ્તવાર. ૩૨.

---

૧. વાવટો. ૨. સુંદર રૂપથી, કારણ તે બહુ સફેદ છે. ૩. હાથે. ૪. તરવાર. ૫. ચામડી. ૬. સફેદ બાલ તે માનને પાત્ર છે. ૭. મજબૂત હાથી. ૮. લડાઇ.

ધુંવામાંય ઘેરાયલો જોઉં ધીટ,
પરતૂ દિસે છે મહા પ્રૌઢ પીઠ;
પડે તોપ મારો કદી જેમ પૂર,
ડગી તે છતાં ના હઠે શૂર ક્રૂર. ૩૩.

જણાયે જુદાં શસ્ત્રનો ત્યાં જમાવ,
અતીશે થયો આભમાં તો ઉઠાવ;
અરિ મારવામાં થવા ઉપયોગ,
ભર્યાં શું હશે એ નભે શત્રુભોગ! ૩૪.

અરે જોઉં દેખાવ એવા અનેક,
છુપા દીલમાં છાપતા છાપ છેક;
ધરે આંખ મારી ધરાએ શું ધ્યાન,
તરંગોવિષે તેહને લાગ્યો તાન. ૩૫.

ઠરી એક દેખાવ રે'તો ન ઠામ,
દિસે તેટલે તો બીજાનો દમામ;
અહા! ઇશ્વરે શું કીધી જુક્તિ એમ,
રિઝે માનવી તેમ રાખી રહેમ. ૩૬.

રહે ના કદાપી જુઓ એક રંગ,
ઢળીને ફરી જાય છે સર્વ ઢંગ,
સદા રે ફરે કુદરતી ખેલ સર્વ,
ગતીમાં ન કોનો રહે લેશ ગર્વ. ૩૭.

ઉડે વાદળે, ના રહે રૂપ એક,
ટકે ના કદી તેહનો એક ટેક;
હવાનું સદા તે હવાનું જ હોય,
કદી રે ન કાચો ટકે માલ કોય! ૩૮.

ઉપજાતિ વૃત્ત.

ભર્યાં બહુ રંગ નભે ભલા તો,
ઉથાપ દેશે અરિને શું આ તો;
જોસ્સા થકી તે પછીં જાય જંગે,
ઓઢી રૂડું બખ્તર શ્વેત અંગે[1]. ૩૯.

## મેઘની ચઢાઈ.

સવૈયો.

જગથકી બહુ અંગ[2]થકી જળ—
રંગ ભર્યાં વળીં વાદળમાં,
મેઘપતી રતિ[3] સાથ અતી
ગબડે રૂતણાં ગુરુ ગાદળમાં,[4]
શૂર છુટે જહિં, દૂર ઉઠે તહિં,
પૂર દિસે બળ પ્યાદળમા,
શા દળમાં[5] મણુકા સસણે,
અતિ આબ[6] દિસે વીંર આ દળમાં! ૪૦.

દોહરા.

આબ દિસે બહુ એહમાં, કરશે પૂરણ કામ,
આબ બતાવી આપતું, નકી જનાવે નામ. ૪૧.
સબળ દિસે છે સાજ ને, ચપળ દિસે છે ચિત્ત;
અનલ[7] બુજવવા આબ તો, નવલ ઉરાડે નિત્ય. ૪૨.

---

૧. વાદળાનું સફેદ બખ્તર પેહેરીને
૨. રીત ૩. મઝા ૪ વરસાદ ગાજે છે તે જાણે મેઘરાજા મોટાં રૂ(વાદળ)નાં ખીદાનામા ગબડતો હોયની' ૫ લશ્કરમા ૬ તેજ; ખરૂ જોતા તો આ લશ્કરમા પાણીજ દીસે છે! ૭ અગ્નિ-તાપ.

ચઢાઇ લઇને ચાલિયો, મેઘરાય મ્હાવીર;
જબરૂં જોરજ જોઇને, ધરણી રાખે ધીર. ૪૩.

સાથથકી આવ્યો સબળ, દુખોની લેશે દાદ;
પડખે લઈ પોતાતણે, પાશે પ્રિતે પ્રસાદ. ૪૪.

વસંતતિલકા વૃત્ત.

જૂઓ સહૂ નભવિષે જલધી જમાવ્યો,
આકાશમાં સકળ શું દરિયો ઉઠાવ્યો!
ડૂબાડવા ગ્રિષમને જળમાંય દ્વેષે,
પાણી શું સાગરનું મેળવિયું વિશેષે? ૪૫.

શું અંધકાર નભમાંય થયો અતીશે,
દેખાવ ગંભિર અતી થયલોજ દીસે;
ઘેરી લીધો ગ્રિષમને સહુ વાટ ધારે,
સાથે ન કો જઇ શકે કદી ગ્રીષ્મ સાટે! ૪૬.

---

## મેઘ—ધનુષ્ય.

વસંતતિલકા વૃત્ત.

ખેંચ્યું ધનુષ્ય ચળકાટથકી ખિજાઈ,
શોભીત હા! સરસ કેવી ખુબી સમાઈ!
પૃથ્વી ખુશી બહુ થતી મુજ મિત્ર ધાયો,
ગ્રીષ્મે દીઠું મુજપરે અરિ ગોઠવાયો! ૪૭.

કે મેઘરાય મણિહાર પહેરી કોટે,
માંડે લડાઇ અરિ સાથ દમામ મોટે;
રાતા પિળા બહુ લિલા ભરી સાત રંગે,
સાતે કીધી નવિન રેશની ભેગી સંગે! ૪૮.

કે એમ પૂલ વળી બાંધી પૂરી કળાથી,
આકાશથી સકળ સૈન્ય લવાય આથી,
ઊતારીને અવનિઊપર સર્વ એમ,
તીરેથકી શિયમને વિંધવોજ તેમ! ૪૯.

## પવન સરદાર.

### માલિની વૃત્ત.

અધિક પવન આવે, સૂસવાટાથી શોરે,
સર સર સરતો તો, ધ્રુંધવાયે ઘણો રે;
અતિશ ધૂળ ઉરાડે, શું સપાટા સમારી,
સકળ જન સજે છે, ધામ પોતાનું ધારી. ૫૦.
પવન બહુ પછાડે, પાંદડાં ઝાડ પીખી,
ચરચર ચિરડાયે, ખબ તો સૂણી ખીખી;[1]
દુશમન મુજ દેખી, થીર ખૂશી શું થાયે,
અગન શિયમનાં તો ઊરમાં ઊભરાયે! ૫૧.

## આકાશમાં ગગડાટા.

### ચોપાયા.

ગગડ ગગડ ગડગડ ગગડાટા,
થાય અતી આકાશે,
ઢમ ઢમ ઢમ ઢમ વાજે ઢોલો,
ભારે ભભકો ભાસે. ૫૨.

૧. પવન બહુ આવ્યાથી ઝાડના પાંદડાં ખરખર હાલે છે તે જાણે વેનાળાની ખીખી-મશ્કરી કરતાં હોયની!

દોહરા.

ઝરમર ઝરમર તો ઝરી, વરસે છે વરસાદ;
ગ્રીષ્મ જુલમની ગગનમાં, કાવી છે ફરિયાદ. ૬૦.
દીધી વ્હાલે દીનને[1], જગતપતીએ દાદ;
આપ્યો દુઃખ ઓળાવિને, સુંદર સુખનો સ્વાદ. ૬૧.

ચંદ્રાવળા.

ઈશ્વરની અદ્ભુત છે શક્તિ,
પામે નહિ કો પાર,
તાપતણો જે હતો તડાકો,
તેનો તોડ્યો ભાર;
તેનો તોડ્યો ભાર તતક્ષણ,
રૂડુ કીધું માનવિનું રક્ષણ;
જોગવી છે કેવી શુભ જુક્તિ.
ઈશ્વરની અદ્ભુત છે શક્તિ. ૬૨.
પલકવારમાં ક્યાં પુગાડ્યો,
વળી તાપને તીર,[2]
શીતળતા કરવા આ સ્થળમાં,
મોકલિયો સુઅમીર;
મોકલિયો સુઅમીર મલકતો,
છટકાવવા છલક છલકતો;
ઊનાળાનો ગર્વ ઉડાડ્યો,
પલકવારમાં ક્યાં પુગાડ્યો. ૬૩.
શોધી લઈને જળ સાગરનું,
મેળવિયુ નભમાંય;

૧ ગરીબને ૨. કાંઠે.

અદ્ધર કેવું ધર્યું આકાશે,
　　જ્યાં છોડે ત્યાં જાય;
જ્યાં છોડે ત્યાં જાય ઝુકાવી,
વૃષ્ટિ કરેછે સૃષ્ટિ વધાવી;
કામ કરેછે કિમિયાગરનું,
શોષી લઇને જળ સાગરનું. ૬૪.
ઈશ્વરના કરમાં છે એવી,
　　રૂડી ચાળણી એક,
જેમાંથી ચાળી નાખે છે,
　　જળ છમકાવી છેક!
જળ છમકાવી છેક જમીનપર,
છાંટા પાડે સરસર છરછર;
તીવ્ર તાપથી તારે તેવી,
ઇશ્વરના કરમાં છે એવી. ૬૫.
છમછમ છમછમ ઝીણા છાંટા,
　　પ્રથમ પડે છે પૂર,
જાણે ઝીણો ફૂટો જલદી,
　　દે છે નાખી દૂર;
દે છે નાખી દૂર જ છોટા,
ત્રધરે છે ચાળણીમાં મોટા;
ઝપટાવે નહિ પ્રથમ ઝપાટા,
છમછમ છમછમ ઝીણા છાંટા. ૬૬.
ત્રધરેલા મોટાને સર્ગર,
　　ચાળે પછી ચિકાર,
જુઓ સપાટા કેવા આવે,
　　પાણીનો નહિ પાર;

પાણીનો નહિ પાર પછી તો,
ભર ભીનાઇ તણાઈ ભુમી તો,
જગા દીધી પોતાની ઝર્મર,
સંઘરેલા મોટાને સર્સર. ૬૭.

તોટકવૃત્ત.

પૃથિવીપર શું વરસાદ પડે!
જગને શુભ આ પરસાદ[1] જડે!
ગઇ ધૂળ દબાઇ સહૂ ગમથી,
હરિ મેઘતણા જ્યમ દૂકમથી. ૬૮.
પડતા રસતાપર શું ધસતા,
ઠીક બુંદ તહાં વસતા ઠસતા;
ફરતાં સહુ શુષ્કથકી ફસતા,
હરિને અરિને પછી તો હસતા! ૬૯.
બહુ ગ્રીષમ ઊપર તીર બડાં,
ખરતાં પડતાં દિનરાત ખડાં;
જબરૂ બળ મેઘ જળે જણવે,
ન ગણાય અસખ્ય તીરો ગણવે. ૭૦.
ગભરાટ છુટે બહુ ગ્રીષમને,
કરમાં તીર છે બહુ શત્રુકને;
ન ટકાય જ વાર વધૂ વટમાં,
સહુ પાસ દિઠો નિજ સકટમાં. ૭૧.

ચોપાયા.

આહા! કેવો સરસર આવે,
મેઘ હવે આનીતો!

1 ગરીબને.

ઠંડક થઇ કેવી સહુ ઠામે,
ગાય સહૂ શુભ ગીતો. ૭૨.
છરછર કેવો પડે છાપરે,
જાણે કંઈ વેરાયે;
કે ટપટપ ખર્રાનો સ્વર કાઢે,
જનને એમ જણાયે. ૭૩.
અસંખ્ય પગવાળો ઊપરથી,
નટ આવી કો નાચે;
થપથપ નિજ સુંદર ઠણકાથી,
રસ પૂરીને રાચે! ૭૪.
ખરખર ખરતા, ફરફર કરતા,
સરસર સરતા સરતા;
ધરધર ધરતા, ભરભર ભરતા,
હરહર હરતા હરતા! ૭૫.
નળિયાંમાં પેસીને નીકળે,
હ્હેરે ખળખળ લડતા;
જોરથકી ઉભરાઇ જમીનપર,
ધપધપ તૂટી પડતા! ૭૬.
તડતડ ભીંત અને બારીપર,
અતિ તતડે આવેશે;
જળ બહુ રેડ્યો રેડ્યો જાયે,
વેગ વિશેષ વિશેષે. ૭૭.
ગદળું જળ થઇ જાય ઘણે દુર,
ધ્વાન ઘુમાવી ધાતું;
નીકવિષે થઇને નદીં જેવું,
ઘણું ઘણું ઘુઘવાતું.

હળે તે ફરે જોરથી એમ હાલ,
ચિતે ચોંપથી ચાલતા ધીમાં ચાલ;
વધૂ થાકતાં તે લિયે છે વિરામ,
ઉભા ત્યાં રહે સીકટાયેલ આમ. ૯૦
ફુલ્યાં નાસિકા[1] શ્વાસ લેતાં શું ફેર,
ભૂમીની વરાળે[2] રહે મોજભેર;
પડે ઘામ[3] ને મેઘનાં બુંદ પાસ,
ભલો દે વિસામાતણો તેહ ભાસ! ૯૧
થયો આ જગાએ જ આરામ ઠીક,
બહુ તેજ આંખો તજી સર્વ બીક;
વદે માનવી બોલ તેથી વિશેષ,
મુંગી માનતી પાડ કીધો મહેશ[4]! ૯૨

---

## મોર, કોયલ, પોપટ વિગેરે પક્ષી-ઓનો હર્ષ.

ચોપાયા.

વિધવિધ ચિત્તે, વિધવિધ રીતે,
વિધવિધ રૂડી વાચે,[5]
થનક થનક કરી મોર રૂપાળો,
નટ[6] જેવો થઇ નાચે. ૯૩.
વધે જેમ ઘનઘોર વિશેષે,
ગાઢ[7] શોરથી ગાજે;

---

૧. નાક ૨. જમીનપર પાણી પડે ને ખેડયા પછી અંદરથી નીકળતી બાફનો પટ. ૩. પરસેવો. ૪. મહા ઈશ્વર. ૫. વાણીએ. ૬. નચ કરનાર, ખેલાડી. ૭ ભારી.

'ટેહુ ટેહુ' કરતો ટૅંકારા,
  બહુ સુંદર બિરાજે. ૯૪.
વિધવિધ રંગિન પૂછ પસારી,
  પંખા સમ શોભીતું,
કરે ખુશી બહુ બહુ કળાથી,
  નિજ વૃન્દ[1] માનીતું. ૯૫.
આ તેના વ્હાલા દિન આવ્યા,
  મોજ કરે મનમાની;
નાચે કૂદે હરખે નિશદિન,
  એવી કરે ઉજાણી! ૯૬.

**શાલિની વૃત્ત.**

જૂઓ જૂઓ સૂર કેવો જગાવે,
કૂઊ કૂઊ કોકિલા ગાય ભાવે;
ઝાડે ઝાડે કૂદતી તે ઝુકાવી,
ઊરે એને તો ખુશી પૂર આવી. ૯૭.
તીણા ભારી નાદથી એ તરાડે,
હેતે તો ઊમંગ દે હાડ હાડે;
જાણે આજ્ઞા દે કરો કામ જોરે,
સાથે આવે મેઘ તો પૂર શોરે. ૯૮.
જૂઓ કેવા પોપટો ગાય જે જે,[2]
દીપે પૃથ્વી લાલ લીલાં સુતેજે;
આવો આવો મેઘરાજા ઉલાસે,
ઊભાં પક્ષી પ્રાર્ણીઓ આપ આશે. ૯૯.
રૂડાં ગીતો ગાય છે ધૈર્ય રાખી,
ભારી હર્ષે આ વધાવે શું ભાખી!

---

૧ ટોળું. ૨. જય જય!

ઝાઝી લીલા કે થશે આપ જેવી,
તો પોતાની કીર્ત્તિ તો થાય તેવી! ૧૦૦.

પીયૂ પીયૂ બૂમ પાડે બપૈયા,
હાહા કેવાં હર્ષ પૂરીત[1] હૈયાં!
પ્રેમી આવ્યો જે રહ્યો હું પુકારી,
મેહુલા ઓ! તે લીધી દાદ મારી. ૧૦૧.
પીયૂ પીયૂ હું કરી પૂર પ્રેમે,
ઠામે ઠામે દોડતો તુજ નેમે;
પીઉં પીઉં હું હવે પ્રેમ પાણી,
છીપાવું હું તો તૃષા રાગ તાણી! ૧૦૨.

વૈશ્વદેવી છંદ.

ડૂાઉ ડૂાઉ તો દેડકાં બોલ બોલે,
દેખી વર્ષાની ગર્જના શીષ ડોલે;
જાણે પૂરો હું ગ્રીષ્મને તો ડરાવું!
કોડે સૌ ઠામે મેઘની જોર[2] કરાવું. ૧૦૩.

શિખરિણી વૃત્ત.

કરે ઘૂં ઘૂં ઘૂં ઘૂં,
અધિક ભમરા બ્હાર ભટકી,
ભમે ફૂલો પાસે,
પ્રિતથી નિજનું અંગ પટકી;
નવાં ફૂલો સારાં,
રસિક ઉગશે રે રસરસે,
ભલો થાઉં ભોગી,
ખચિત મન મારૂં નહિ ખસે. ૧૦૪.

નીકળતા

૧. નવ ચ કરેથી ભરેલાં. ૨. જય.

### વસંતતિલકા વૃત્ત.

ઝાઝાં જુઓ ઝણઝણી તમરાં ઝબૂકે,
ચિત્તે ખુશી જણવતાં પણ એ ન ચૂકે;
જાણે ખમી અધિક તાપતણી જ્વાળા,
પાણી પડે ઝમઝમી કરતાં શું ચાળા! ૧૦૫.
ઝાડે ચઢી અધિક પક્ષી કરેજ ચીં ચીં,
શોભીત મેઘપતિએ સહુ પૃથ્વિ સીંચી;
જાણે જુઓ ગ્રિષમને ચિડવે જરૂર,
નાખ્યું ઉતારી અરિએ તુજ સર્વ નૂર! ૧૦૬.

ઓં ઓં કરે સરવ ભેંસ જુઓ ઉમંગે,
આનંદ તો અતિ થયો વરસાદ સંગે;
શું હાલ ટાઢક થઈ બહુ પામું શાંતિ,
કેવી સુકાઇ હતી તાપથી મૂજ કાંતિ! ૧૦૭.
આળોટતી અધિક કાદવમાં ઉલાસે,
પ્રીતે પડી ગબડતી બહુ ચાર માસે;
ઝાઝી થતી મધુર ટાઢક જેમ જેમ,
તે વ્હાલથી છબકતી તહિં તેમ તેમ. ૧૦૮.
આનંદથી સરવ દીન તળાવમાં તે,
ભાળો ડુબે વળી તરે સહુ ભાતભાતે;
જાણે જણાય તરતા ખડકો તળાવે,
ભાસે ઘડી અહિંતહીં સહુને ભમાવે. ૧૦૯.
આ ઇંદ્રગોપ બહુ ઊભરી નીકળ્યા છે,
જે ગ્રીષ્મતાપથી ઘણા શરીરે જળ્યા છે;
તે આજ ટાઢક થતાં સહુ બ્હાર આવ્યા,
જંતુ બીજા પણ ઘણા નિજ સાથ લાવ્યા. ૧૧૦.

સર્પો જુઓ અધિક ભૂપર ચાલી સ્નેહે,
લીલી રૂડી જમીન સાથ રમે સુલેહે;
તાપે કરી અતિશ અંગ ગળ્યું તપીને,
ભારી ધરે શરીર હોંસ જવા ભૂ ભીને. ૧૧૧.

ઊંડા દરો તજી હવે સહુ બ્હાર આવે,
ભીનાસમાં જઇ સુવા બહુ વાર ભાવે;
રસ્તાવિષે પડી રહે થઇ શાંત રાતે,
જાણે પડ્યા રસીતણા કટકા જગ્યા તે. ૧૧૨.

ઉપજાતિ વૃત્ત.

સંયોગી જે દંપતિ છે રસાળાં,
વિહાર રૂડા કરતાં વહાલાં;
જામે રૂડો રંગ ભૂ મેઘ જેમ,
તદા રમે હર્ષ સમેત તેમ. ૧૧૩.

થયાં હતાં તાપથકી તપેલાં,
ધારા ઘણા પ્રેમથકી સુધેલાં;
હવે થતાં ઠંડક હાસ્ય હોંસે,
જંગી રસીલાં ખુશી થાય જોશે. ૧૧૪.

દોહરો.

એમ પુકારે અધિક સૌ, મેઘ બડાઇ બુલંદ;
પશુ પક્ષી સૌ પ્રાણીનાં, ઉર પામ્યાં આનંદ. ૧૧૫.

ઇંદ્રવિજય છંદ.

પક્ષી વળી પશુ પ્રાણી મળી સહુ,
મેઘપતીતણું નામ મચાવ્યું;

દંડ થયો બહુ ગ્રીષમ ગંડક,
ઠંડક ઠંડક ઠામ ઠરાવ્યું;
પેટ દીધું, જળ ભેટ કીધું વળી,
ભારી કીધું સહુને મન ભાવ્યું;
રે જય! રે જય! રે જય! મેઘનો,
આજ સુજીવતદાન અપાવ્યું! ११६.

દોહરા.

જીવત દાન દીધું જુઓ, આશિષ આપી આજ;
મ્હેર કરીને મહીવિષે, સર્વ દીધો સુખ સાજ. ११७.
મેળા ઠીક અધિક મચે, ખાન પાન ને ગાન;
એમ જણાવે ઉત્તરે, અવનિ આબાદાન. ११८.
આવી અમાસ અષાઢની, સર્વ સજે શણગાર;
દીવાસાની દોડમાં, નક્કી મચે નરનાર. ११९.

મનહર છંદ (શીઘ્ર.)

દીવાસો કહું કે એ તેહેવારોનો માસો કહું!
ખાસો રૂડો ખેલ આજ ખલકમાં ગાજતો;
દોડધામ કેરો આ દેખાવ દેખી દીલ લોભે,
છેક રેલછેલતણી છલકમાં છાજતો;
મેઘજીએ મ્હેર કીધી, દુનિયાની દાદ લીધી,
ખલલ છતાં દીસે છે આનંદ સમાજ તો!
અદલ કહું છું સહુ પ્રેમથી સાહેબો તમે,
દીવાસા માસાતણા તમાસા જુઓ આજ તો! १२०.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

મેળામાં અતિ મોજથી બહુ જનો, ભેળા થયા ભાવથી,
છત્રીમાં બહુ છાજતા રસિકડા, વર્ષાદના લ્હાવથી;

જાણે ઢાળ રૂડી ધરી કરવિષે, શું મેઘના મારથી,
બીડાબીડર્યાં ભાગતા ભય ધરી, ભારી થતાં ભારથી! ૧૨૧.

દોહરા.

રંગ રમત આરામના, વધ્યા નવીન વિશેષ;
પ્હાડ તળાવ નદીતણા, શોભે સુંદર વેશ. ૧૨૨.
લીલા ઝૂંબ લલચાવતી, જનને ઠામો ઠામ;
સૌને શુભ સમજાવતી, કુદરત કેરૂં કામ. ૧૨૩.

---

## પહાડનો દેખાવ.

ભુજંગીછંદ.

નિહાળી જુઓ પ્હાડ આ નોંકવાળો,
ભરેલો[1] ભલો અંગથી આજ ભાળો;
ત્યહાં તોરથી તે ઉભો છે તુમાખી,
રહ્યો આપનું શીષ આકાશ રાખી. ૧૨૪.
બહૂ ઠાઠમાઠે દીસે છે બનેલો,
જુવાનીવિષે જેમ જોમે ભરેલો;
લિલો પ્હેર્યો ઝભ્ભો જતો શું લડાઈ,
મહી ભદ્ર ભાથા તરૂના[2] ફુલાઈ! ૧૨૫.
દિસે વાદળાં એમ ચીરી દમામે,
ઠરી રોક તાણી ઉભો તેહ ઠામે;
બરો ઠાઠ પોશાક સૌને બતાવે,
ત્યહાં રંગ ઊમંગ પૂરો જમાવે. ૧૨૬.
લઈ ભાર પીઠે તરૂ ને લતાનો,
પછી જોર રાખી ઉઠ્યો એ શું દાનો?

---

૧. ઘાસચારો તથા નવાં તરૂથી દિસે બરેલો. ૨. ઝાડના બાથા બાથા ધરીને.

કિંવા છાતીએ આ પડ્યો ભાર કદી,
સુતો તેથી આડો, પડે એમ દષ્ટિ? ૧૨૭.
વળી કે હતો નગ્ન જે ત્યાં વિશેષે,
વસ્યો તે લિલી ઓઢણીના સુવેશે?
અરે કે બહૂ ચીજ મોંઘી શું એમાં,
તપાસી રૂડી રાખી સતાડી તેમાં?! ૧૨૮.

ઇંદ્રવજ્રા વૃત્ત.

જૂદા જૂદા રંગ અહીં જણાયે,
પામે તથા દૂર પડ્યા પુજાયે,
દષ્ટાંત સ્વામીબળ કેરૂ દેવા,
આકાર દેખાય અનેક એવા. ૧૨૯.

ચોપાયા છંદ.

આહા! કેવા સુંદર આંખે,
દેખાવો આ દીસે,
નજર ઠરે છે, દિલડું હરે છે,
ખરે પલક નવ ખીસે. ૧૩૦.
ખીણો, ટેકરીઓ, ખેતર સૌ,
લીલામા લોભાયા[1],
રમત કરે ને ગમત રસિકડા,
આપે લાડકવાયા. ૧૩૧.
સપ સજ્યો સહુએ બહુ સ્નેહે,
રાચે છે રંગીલા,
જ્યાં ત્યાં જ્યા ત્યાં સઘળે સરખા,
લીલાં, લીલાં, લીલા! ૧૩૨.

૧ લીલા (લીલારગ)મા લોભાઈ ગયા, બધાને લીલુજ ગમ્યુ

ઊંચે સ્થળ ઊભો રહીને સ્થીર,
પર્વત સાક્ષી પૂરે;
બલિહારી વર્ષાની બતાવે,
ઊરે પૂરે નૂરે[1]! ૧૩૩.

---

## પહાડપરથી ઝરતાં ઝરણો.

### માલિની વૃત્ત.

ઝરણ બહુ ઝરે છે, પ્હાડની આસપાસે,
ખળખળ કરતાં તે, સૌ ધરે પૂર ચાસે;[1]
ધરીં ધરીં ધરીં દોડે, લ્હેર બુટ્ટી લઈને,
પરવત ઉતરે છે, એક બીજે થઈને. ૧૩૪.
સરપ સમ શરીરે, વક્તાથી વળેલાં,
સરસર સરતાં તે, વાટ લેતાં જ વ્હેલાં;
નમીં નમીં નમીં નીચાં, ઠેક નાખે ઢળીને,
કઠણપર કૂદી તે, ઊતરે ઊછળીને. ૧૩૫.
ચળક ચળક થાતાં, વારિ બિંદુ[3] વદે છે,
છલક મલક છૂટી, સાદ લેતાં રદે છે;
અધિક ઉર ઉમંગે, ઠેકરા કૂદતાં તે,
ધરણી જનુનીને[4] તો, ભેટતાં ભાતભાતે! ૧૩૬.
દુરથકી શુભ દીસે, પ્હાડનું લેઇ આંટી,
પૃથક પૃથક[5] સેરી, જેમ રૂપેરી પાટી;

---

૧. પર્વત સૌથી ઊંચો છે, માટે તે બધાને દેખાય તેમ વર્ષાની ખેલી લીલા જોવા માટે પોતે સાક્ષી પૂરે છે, અને પોતાનું પણ નૂર (વનસ્પતીની સખ્ત લીલા) કેવું વધ્યું છે તે દેખાડે છે.

૨. જાણે કેમ આવી વર્ષા હોવની' ૩ પાણીનાં ટીપાં ૪ ધરતી માતાને ૫. નોખી; જુદી જુદી.

અગર કદર એ તો, લીલી સાડીનીં લીધી,
કિમતી કસબ કેરી, કોર રૂપેરી કીધી!! ૧૩૭.

## ચરતાં ઢોર.

### શિખરિણી વૃત્ત.

બહૂ ચારૂ ચારો, સરવ સ્થળ ઊગ્યો પરવતે;
અહા શું એ આપે, મનહર ઉનાળી મુજ મતે!
સહૂ ઢોરો સ્નેહે, ખુશી ખુશી થતાં ત્યાં ખુબ ચરે,
દિસે કે એ વાધ્યો, પરવત પરીવાર જ ખરે! ૧૩૮.
ધરાતાં ખાતાં તો, ઝરણ જળમાં મૂખ ઝુકવે,
જણાતાં માતાં તે, હરખથકી પી નિર્મળ હવે;
ધરાતાં રાતાં થૈ, હળુ હળુ નીચી ડોક ધરતાં,
ભિંજાતાં જાતાં તે, નમન હરિને એમ કરતાં! ૧૩૯.

## સરોવર.

### મંદાક્રાંતા વૃત્ત.

જો જો પેલું, સરવર દિસે, શોભિતું કેવું સામે,
પ્હાડો વચ્ચે, જળ ભરિત તે, સાગરાસૂ[1] વિરામે;
જાણે એ શુ, વિમળ[2] જળની, પ્હાડમાં ટાંકી બાંધી,
સાધૂ સંતો, ખપમહિં લિયે, શ્રેષ્ઠ એ નેમ સાધી! ૧૪૦.
પાણી છાંટા, ઉપર પડતા, મોતી જેવા જણાયે,
વેગે વાધી, વધુ વધુ વડા, વર્તુલાકાર[3] થાયે;

૧. સમુદ્ર જેવુ ૨ સ્વચ્છ. ૩. ગોળાકાર પાણીમા ટીપું પડ્યાથી તે જગ્યાપર ગોળાકાર વધતો જાયછે

કેવું સારૂં, દુરથકી દિસે, શ્વેત ઓછાડ[1] જેવું,
પ્હાડી ખાટે,[2] સરસ મસ આ, તો બિછાવ્યુંજ તેવું! ૧૪૧.
કિંવા એ શું, સઢ અહિં પડયો, પ્હાડી નૌકા[3]તણો છે?
તોફાની આ, વખતમહિં તો, શું ઉતારી મૂકયો છે?
એવી એવી, સરવર તણી, કોડથી લેઈ કાંતિ,
પ્હાડી લીલા, અધિક નિરખી, શુદ્ધ પામું હું શાંતિ. ૧૪૨.

## ટેકરીઓ.

દોહરા.

ટટાર ઊભી ટેકરી, ઊંચી નીચી એમ;
સ્નેહે કરતી સ્નાન ત્યાં, જળ છમકાતું જેમ. ૧૪૩.
બિંદુ ઢળતાં બાજુએ, લેતાં નીચે રાહ;
પછી જમીનપર પૂગતાં, વ્હેતો થાય પ્રવાહ. ૧૪૪.
ખપતું લઇને ખાંતથી, દેતી દીનને દાન;*
શિખવે કેવું સર્વને, જડ પણ પરહિત જ્ઞાન! ૧૪૫.

## નદી ને તેનો ખળકો.

ઉપજાતિ વૃત્ત.

નદી અહીં આ ધસતી નિહાળો,
કેવોક જાણે કર્યો કહેર કાળો;
સૂકાવી ગ્રીષ્મે મુજ કાંતિ સારી,
હવે પડી હું રહું ના જ હારી. ૧૪૬.

---

૧. સફેદ ચાદર. ૨. આ પહાડથી બનેલા ખાટલાપર. ૩. વહાણ.
*નીચેની આસપાસની જમીન જે ટેકરીથી નીચી-ગરીબ છે!

પડ્યા હતા પેટવિષે જ ખાડા,[1]
દયાર્થી મેઘે શુભ દીધ દ્હાડા;
કેવું કીધું અમૃતપાન આજે,
ગળું સૂકાતું ગુડગૂડ ગાજે[2]! ૧૪૭.
ખીણે નગો[3] અન્ય[4] ઝરાવિષેથી,
થતું જ ભેગું જળ તો બધેથી;
પછી નદીમાં જતું જોશ પૂરે,
આંખે પડે ત્યાર ધ્રુજાય ઊરે. ૧૪૮.

તોટક છંદ.

ખખડાટ કરી ઝળકો ધસતો,
રૉસથી નિજ તે કરતો રસતો,
ખસતો ખસતો ઠસતો ઠસતો,
લસતો વધતો મસ વીલસતો[5]! ૧૪૯.
કુ કું કૂં કું કુ ? કું કું કૂં કરતો,
અતિ મસ્તજ સાંઢસુ આચરતો;
બહુ જોરથકી નહિ રે બદતો,
મન છે શું જુવાનીતણો મદ તો! ૧૫૦.
ગગડાટ ઘુમે સહુપાસ ઘણો,
જ્યમ ધમ્ ધમ આગની ગાડીતણો;
દિસતો વળી કે ગજસું[6] દુરથી,
હરિ મ્હેરથકી[7] હસતો હુરથી. ૧૫૧

૧. નદીનું પાણી સૂકાવાથી માત્ર ખાડાજ હતા ૨. પાણી પીતીવેળા ગળાંમાં જેમ અવાજ થાયછે તેમ નદીના સૂકાયલા માર્ગમાં પહેલું પાણી પસાર થતાં અવાજ કરેછે. ૩. પહાડો. ૪ બીજા. ૫ ચળકતો ૬. હાથી જેવો. ૭. મેઘની દયાથી

નિજ માર્ગવિષે કદી કે મળતું,
પછી હોય પશુ મનુષાદિ જતું,
ગબડાવી લિયે લપટાવી ગતે,
નિજ સાથ પ્રવાસ[1] જતો લઇ તે! ૧૫૨.
અથવા કદી કોઇક દૂત[2] હશે,
ધમકે ઝડપે લઇ કહેણ ધસે;
મળતાં મન માનતી પંથમતા,[3]
ઝટ ભેટ લઈ નિજ ઠામ જતા! ૧૫૩.
ધસી એમ અનેક રૂપે ધુનમાં,
વધતો ખળકો વળતો વનમાં,
ઢળતો ઢળતો જળમાં ભળતો,
નદીનાં વધુ વારિ[4]વિષે મળતો! ૧૫૪.

## પાણીનો ધોધ.*

ઉપેંદ્રવજ્ર વૃત્ત.

વહી ખીલો ને વગડાવિષેથી,
પસાર થાતાં ખડકોપરેથી,
મહા પડે ધોધ નીચી જમીને,
ઉછાળતો પાણી ઉડી ઉડીને. ૧૫૫.
કદી ઝિકાતાં જળ ત્યાં કુટાતાં,
કદી પિખાતાં ઉતરે લુટાતાં;

૧. મુસાફરીએ ૨ કાસદ, જાસૂસ. ૩. રસ્તામાં જે હોય તે ૪ પાણી

* મુંબાઇની સરહદપર આવેલા "ફેરકૂલ રૉક" આગળ "દુધ-
૧. સ. ધોધપરથી આ આખાં કાવ્યમાં પડતા ધોધના અનુકરણ
નીચેની ભાગ દરેક કુદંત વાચના આમેદન મળશે

કહીં ભરાતાં ચમકે ચિમાતાં,
નીચે મરાતાં પડતાં સમાતાં!   ૧૫૬

ચોપાયા.

ચમક ચમકતાં, ઠમક ઠમકતાં, ઉતરે નીચે નમતાં;
ચલક ચલકતાં, છલક છલકતાં, રસમાં રંગે રમતાં. ૧૫૭.
કહિં ચમચમતાં, કહિં તમતમતાં, ખદતાં[1] સંકટ ખમતાં;
ભીડી ભૂસહ ભાવે ભમતાં, ગેલ કરે મનગમતાં. ૧૫૮.
અહિં અથડાતાં, તહિં પછડાતાં, કચડાતાં ભચડાતાં;
કહિં મથડાતાં, કહિં લથડાતાં, રગડાતાં સપડાતાં. ૧૫૯.
ખરડાતાં મરડાતાં તાતાં, તીવ્રપણે તતડાતાં;
ધસડાતાં ફસડાતાં જાતાં, અકડાતાં પકડાતાં! ૧૬૦.
અહિંતહિં ખુદતાં, અહિંતહિં ચુદતાં, કોડે કુદતાં કુદતાં;
ઉપરાઉપરી હેઠે ઉડતાં, છક્કડ મારી છુંદતાં. ૧૬૧.
અગ ઉંચકતાં, થડક થડકતાં, લ્હેરે હેઠ લટકતાં;
વારિ પટકતાં, ભારિ ભટકતાં, જતાં ન લેશ અટકતાં. ૧૬૨.
ઝમકે જોતાં, મહિપર મ્હોતાં,[2] ધરણીનો તટ ધોતાં;
ગોથાં ખાતાં પદવી ખોતાં,[3] રગડોળાઈ રોતાં. ૧૬૩.
કહિં ફુકરાતાં, કહિં વકરાતાં, ધાતાં ધૂમ મરાતાં;
વિખરાતાં ફાટાં ઉભરાતાં, ધમધમતાં ન ધરાતાં. ૧૬૪.
તુટી તફડતાં, બહુ બડબડતાં, ધાટ ઘણેરો ઘડતાં;
પૂર પરસ્પર નડતાં લડતાં, પૂઠ પકડતાં પડતાં! ૧૬૫.
ફરતાં સરતાં ખૂબ થથરતાં, ખરતાં ઝરઝર ઝરતાં;
દિલ નહિ ડરતાં, વ્હાલે વરતાં, ભરતાં ઠામે ઠરતાં. ૧૬૬.

---

૧. આગળ વધતા.
૨. નીચેની જમીનપર મોહીને તૂટી પડતા
૩ ઉંચી ખડકની પદવી ખોતાં.

આડ અનુભવતાં, ડુર ડગવતા, ફેરવતાં ભિજવતાં,
વળ ભેરવતાં, ગાઢ ગજવતાં, કાન ઘણા ઝઝણુવતાં. ૧૬૭.
વધુ વધુ પીતાં, વર્ળા નહિ બ્હીતાં, કસતાં જાય લપસતાં;
દ્વિણુ ડિણુ કરતાં, પથ પાંથરતાં, મસ તસતમતાં વસતાં.૧૬૮.
છટકી છૂટતાં, ફટકી ફૂટતાં, ઘુટતાં ઘટ ઘુઘુવાતાં;
ચટકી ચુટતાં, ટપકી તૂટતાં, લૂંટતાં ફટ ફેલાતાં. ૧૬૯.
ઘડીમાં દેતાં, ઘડીમાં લેતાં, કોડે કૈં કૈં કહેતા;
સુખદુખ સ્હેતાં, રમણે રહેતાં, દોડે નિશદિન વ્હેતાં! ૧૭૦.
ધમધમધમ ધોધોધો કરતાં, એમ ઉદક ઉતરતા;
શોર મચાવી જગ જમાવી, સરિતામાં સચરતાં!! ૧૭૧.

---

## નદી ગમન.

### વસંતતિલકા વૃત્ત.

પાણી પછી નદીવિષે ભળીને વહાલે,
ચારૂ[1] ઘણાં ચળકતાં ઝૂમબેર ચાલે;
સ્પર્શી ધીમે રવ[2] ઝીણો કરતાં સુહાતાં,[3]
કૈં ગુપ્ત વાત કરવા મહિ શું ગુથાતાં? ૧૭૨.
આ રેલ જાય ઝડપે ધરી વેગ એવો,
જાણે થયો પવન પીઠ સવાર જેવો,
તે ભેટવા ભડ[4] સરિત્પતિને[5] સુભાવે,
આ ભેટ રેલતણી લૈ સરિતા[6] શુ લાવે?! ૧૭૩.

---

૧. સુંદર. ૨. અવાજ ૩ જોશથી વહેતા પાણીપર પવનથી ઝીણાઝીણા ફુમરા આવે છે, તે એકનેક સાથ અથડી ધીમો અવાજ કરે છે ૪ મોટો ૫. નદીનો પતિ તે સમુદ્ર ૬. નદી.

ખારો સદા મુજ પતિ ઉદધિ[1] રહેછે,
ગ્રીષ્મે મધૂર જળકાજ મને કહેછે,
પ્રેમે તૃષા પતિતણી હુ હવે છિપાવુ,
વર્ષાતણું મધુર વારિ મુખે વસાવું ! ૧૭૪.

આપે મને જળ જુઓ ભરતીવિષે એ,
હમેશ એ ઉદધિ પાડ સ્મરૂ હું હેયે,
મેં લૂણ એનું બહુ ખાઇ ભર્યું જ મારૂ,[2]
આ વેળ કેમ અપકારી થઈ વિસારૂ ? ! ૧૭૫.

એ રીત આ સગુણ નાર નદી ઉચારી,
ધાતી જુઓ અધિક પ્રેમ પતિસુ ધારી,
શું આકળી અતિ થતી પડતી અધીરી,
દોડી તજાવું પતિની અતિ દીલગીરી. ૧૭૬.

જ્યારે નદીપર પડે કિરણો સવિતા,[3]
ઉપેરી સાડી સમ શોભતી આ સરિતા,
માંહેથકી ચળકતા પ્રતિબિંબ ધાતા,
સોનેરી ટીલી સમ સુંદર શું સુહાતાં ! ૧૭૭.

આ દૂરથી નદી પડે વળી એમ આંખે,
તે શેષનાગ અહિં આવી પડેલ દાખે,
વર્ષાતણી શુભ લીલા જ નિહાળવાને,
મોટી મઝા ગમત એ મનમા શું માને ? ૧૭૮.

કે ચોટલો ધરણી માતતણો અહીં શું,[4]
છૂટી જઈ વળી પડયો દિસતો નહીં શું ?

---

૧. સમુદ્ર, દરિયો ૨ દરિયામા મીઠુ છે તે લૂણ નદીએ ભરતીમા ખાધુ, માટે એ ખરી દરિયાના લૂણની ઉપકારી છે ૩ સૂરજના ૪ પહાડ તે ધરતીનુ માથુ ને ત્યાથી નીકળતી નદી તે ચોટલો

તે વૃદ્ધ હાલ થઇ છે બહુ જાણુ તેથી,
આ શ્વેત વાળ[1] નહીં તુલ્ય જણાય એથી! ૧૭૯.
એવાં અનેક ધરીને શુભ રૂપ અંગે,
ઉદ્દિષ્ટ[2] ઠામ ધસતી સરિતા ઉમંગે;
કાઢી બહાર કચરો સહુ તે કિનારે,
સિંધૂ[3] વિષે જઇ ભળી નિજ અર્થ સારે.[4] ૧૮૦.

---

## સમુદ્રનો હર્ષ.

ઇંદ્રવજ્રા વૃત્ત.

જૂઓ ભરાયો અકુપાર[5] જોમે,
વિસ્તીર્ણ અંગે જયમ જાય વ્યોમે;[6]
શું રાજ્ય આકાશતણું ચહે છે?
કે ઊભરો એમ ઉરે કહે છે. ૧૮૧.
કે ભૂમિ સત્તાપર ત્રાપ મારી,
આ યુક્તિ ભૂ છીનવવા વિચારી?
દોડી ધસતો બળ ને દમામે,
સંગ્રામ[7] માંડે વસુધાની સામે. ૧૮૨.
કે પ્રાણુ પ્યારી સરિતા પધારી,
સાથે લઈને વર્ળા ભેટ સારી;
મારે ઉછાળા મળવા મોંઠીને,
સંયોગ વારિ કરી તૃપ્ત થીણે! ૧૮૩.
મોટા ખડકોપર છોળ મારે,
કે આવી મોજા અથડે કિનારે;

---

૧. સફેદ બાલ. ૨. પોતાનાં ધારેલાં. ૩ દરિયો. ૪. પોતે બાધેલાં લૂણનો ઉપકાર વાળવાનો અર્થ સારે છે. ૫. સમુદ્ર. ૬ આકાશે. ૭. લડાઇ, યુદ્ધ.

ઊંચે જુઓ વારિ ઘણું ઉરાડે,
શું મેઘનો થૈ નકલી શિખાડે[1]?! ૧૮૪.
ઊંચે ઉડીને જળ હેઠ આવે,
જૂઓ ફુંવારા સમ તે જણાવે;
શું રેલબાનાં મનરંજનાર્થે,
કીધો ફુંવારો જલધી સમર્થે? ૧૮૫.
બારે બહુ શોર મચાવી બોલે,
દોરે તરંગો[2] ક્રમવાર[3] ડોલે,
ઘૂમાવતા ત્યાં ધ્વનિ[4] ધૃધવાટે,
અબ્ધિ[5] ખુશી છે સુત મેઘ માટે[6]! ૧૮૬.

## મેઘની સગાઈ.

**ઇંદ્રવજ્રા વૃત્ત.**

આદિત્યનાં[7] કીર્ણ જળે પડે છે,
ને એમ તેમાંથી વરાળ લે છે,
તે પૂત્ર આ મેઘ બન્યો તથા તો,
એ અબ્ધિમાને[8] બહુ હર્ષ થાતો! ૧૮૭.

**શાર્દૂલવિક્રીડિત વૃત્ત.**

પૂછે છે શશિ[9] મેઘને નિરખિને,[10] "ક્યાંથી અહીં આવિયો?
"છેયો કોણ પિતા અને જનનીનો, ભૂમિવિષે ભાવિયો?"[11]–

૧. પાણી ઉરાડીને વરસાદની નકલ કરેછે ૨ મોજાઓ. ૩ એક-એકની પછવાડે. ૪. અવાજ. ૫ દરિયો અહીં નારી જાતિ લીધી છે ૬ સમુદ્રમાતા પોતાના દીકરા વરસાદને માટે ખુશી છે ૭ સૂરજનાં ૮. સમુદ્ર માતાને ૯. ચદ્ર ૧૦ ચદ્ર આકાશમા ઉપર પ્રકાશતો હતો તે વેળા ત્યાં વરસાદનું વાદળું ચઢચુ, ત્યારે તેને જોઇને ચદ્ર પૂછે છે. ૧૧. આ ધરતીપર બધાંને ભાવ્યા એવા તુ કોણ માબાપનો પૂત્ર છે?

"રે ચંદા! સુણુ છે પિતા મુજ રવિ, જે છે પ્રકાશી પૂરો,
"અબ્ધિ છે મુજ માત, મેઘસુત હું, એવો છું આવ્યો શૂરો!" ૧૮૮

દોહરા.

"સબળો એવો સૂત હું, પરાક્રમી છું પૂર;
તો મુજ માતપિતા સમું, નવિન બતાવું નૂર." ૧૮૯.
સજ્જન એવા સપુતથી, કેમ ન હરખે માત?
આનંદી છે અબ્ધિ તે, સત્ય ગણો સાક્ષાત. ૧૯૦
તલપી હાથ તરંગના,[1] ઉછાળી અતિ એમ;
અબ્ધિ લે ઓવારણા, મેઘપૂત્રને ક્ષેમ! ૧૯૧.

## ખેતરોનો બહાર.

શૈલછંદ—એત.

અરે દૃષ્ટિ ફેરો અહીં આસપાસ,
ખિલ્યાં ખેતરોનો જુઓ બ્હાર ખાસ;
અહા! ત્યાં શી લીલા દિસે છે અપાર,
બહુ આંખ મોહી જુએ ના બહાર. ૧૯૨.
નવાં ધાન્ય કેરો દિપે શું નિધાન,
સુખી છે કીધું એમ આ જોઉં સ્થાન;
રૂડા મેઘરાયે ધરી ખૂબ રે'મ,
અરે આ કીધું શું મહાદાન એમ? ૧૯૩.
લીધું રાજ મેઘે કરીને લડાઈ,
વળી ગ્રીષ્મને કાઢી મૂક્યો વઢાઈ;
પ્રજા હર્ષે આ ઓચ્છવે પામી પૂર,
પ્રસાદી ધરે મેઘજી સૌ હજૂર! ૧૯૪.

૧. મોલના.

૧. ૨
લૂણનો ઉપક
લડાઈ, યુદ્ધ.

સહૂ ઠામઠામે નવું ઘાસ સ્હોય,
લિલાસે મૃગો ને પશૂ સર્વ મ્હોય;
ધિમો વાયુ વાતાં ધિમો તે અવાજ—
કરીને વળી ભેટતાં સૂખકાજ! १९५.

## વૃક્ષવર્ણન.

### દ્રુતવિલંબિત વૃત્ત.

વિવિધ વૃક્ષ ખિલ્યાં બહુ વ્હાલથી,
હરખતાં સુધર્યાં નિજ હાલથી;
સરસ આ સજ્યો શણગાર તો,
અતિ વિરૂપ[1] હતો અવતાર તો. १९६.
બહુ હતાં દિસતાં સહુ બોડકાં,
દિલ ત્વચા[2] વળી હાડથી જોડકાં;[3]
જરૂર માન સુ પાન ગયાં હતાં,[4]
અધિક માન સુ પાન થયાં છતાં! १९७.
સરસ આ અહિવલ્લી સુહાય છે,
લલિત પાન ઘણાં લટકાય છે;
ચળકતાં લસતાં તન ચિત્ર તે,
ચમકથી ધરતાં સુચરિત્ર તે. १९८.
નવિન પાનથકી ખિલી આમલી,
નવિન ભેટ જુઓ લિલી આ મળી;
બહુ જુઓ વળી બાવળ બોરડી,
દુર દિપે વડ તો સહ દોરડી. १९९.

૧. બેડોળ ૨. ચામડી ૩. માત્ર દિલપર હાડ ને ચામ એ બેજ હતાં. ૪. માનપાન બધાં જતાં રહ્યાં હતાં, ૨ જો અર્થ, જરૂર માન કે બધાં પાંદડાં ગયાં-ખરી પડયાં હતા.

જમરુખી શુભ જાંબુડીને જુઓ,
નજર તેમજ દ્રાક્ષનોં ના ખુઓ;
નિરખ શ્રીફળ[1] પ્રેફળ[2] નેહનાં,[3]
લટકતા ઝુમખા બહુ જેહના. ૨૦૦.
અધિક લિંબડી લિંબુડીઓ ગમે,
નવિન પત્ર ફળે વળતાં નમે;
બહુ બિજોરાં બિલી ખજુરી ખિલી,
કમરખો નિરખો ફણસો લિલી. ૨૦૧.
શુભ પિસ્તા સહુ પીંપળ સેગટા,
અરિઠિ આમ્રતણી વળી શી ઘટા;
કદળીનાં નવપાન નિહાળતાં,
નયન તાપ તતક્ષણ ટાળતાં. ૨૦૨.
વળી અશોક બીજાં શુભ વૃક્ષ તો,
ચકિત ખૂબ કરે જન ચક્ષ[4] તો;
સહુ સ્થળે નવપલ્લવ[5] શોભતાં,
લલિત ચિત્રથકી મન લોભતાં. ૨૦૩.

---

## ફૂલ બાગ વર્ણન.

કુસુમવિચિત્રા વૃત્ત.

સરવ બગીચા રમણિક કેવા,
ગુણીજન શોભે જગમાહિં જેવા;
કુસુમવિચિત્રા[6] રમણિ[7] ખિલી છે,
હૃદયવિષે સૌ જન અતિ ઇચ્છે ! ૨૦૪.

---

૧. નાળિયેર. ૨ સોપારી ૩. નાળિયેર ને સોપારી સગનમાં વપરાય છે માટે નેહનાં ૪. આંખ. ૫ નવાં પાંદડાં ૬. જાતજાતનાં ફૂલવાળી. ૭ મનોહર સ્ત્રી.

ઇંદ્રવંશા વૃત્ત.

જો કેતકીની અહિં હાર જૂજવી,
પીળાશની કાંઇ ન વાત પૂછવી;
આહા! સુગંધી સહુ ઠામ આવતી,
ભૃંગોતણે ઊર અધિક ભાવતી. ૨૦૫.
કેવાં જુઓ સ્હોય કરેણુ કેસુડાં,
શોભે વળી સૂરજફૂલ શા રૂડાં;
આ લાલ પીળા ગલગોટ ભાળિયે,
ને હારશિંગા નજરે નિહાળિયે. ૨૦૬.
જાસ્વંદ ને ગૂલછડી દિપે ઘણી,
સુગંધ કેવી ગુલદાવદીતણી;
કેવો ખિલ્યો છે વનકેસરો અહીં,
જો તેમ ધતૂર અગસ્તિયો તહીં. ૨૦૭.
પેખો વળી આ સ્થળ પારિજાતને,
ભાળો જ ગુલ્બાસની ભાતભાતને;
મોહે ઘણા આ બટમોગરાથકી,
મોટા શું મોતી નિકળ્યાં ધરાથકી. ૨૦૮.
ચપેલી આ તો ખસતી ન ચિત્તથી,
ચપા બહુ મ્હેકી રહ્યા સુરીતથી,
આ પાર્વતી પૂર ખિલી પુંજાવવા,
સોના રૂપાંનાં ફુલથી સુહાવવા. ૨૦૯.
કેવાં જુઓ પુષ્પ બકૂલનાં કર્યાં,
ને તેમ શોભીત કદંબનાં ધર્યાં;
ગૂલાબની પીમળ[1] સર્વને ગમે,
રાતાં પિળાં શ્વેત સુરંગી છે ક્રમે. ૨૧૦.

૧. સુગંધ

અનુષ્ટુપ વૃત્ત.

પુષ્પ એવાં જુઓ પ્રેમે, બાગમાં બહુ મ્હેકતાં;
સૃષ્ટિ શોભા વધી ક્ષેમે, દૃષ્ટિકારણ દેખતાં. ૨૧૧.
ગ્રીષ્મના તાપથી છોડી, મેઘે શીતળતા કરી,
પાડ તે જીવને જોડી, સુગંધી ભાવથી ભરી. ૨૧૨.
શણગાર્યાં જુઓ સ્નેહે, મેઘને મહિરીતથી,[1]
પ્હેરાવી આવતાં ગેહે,[2] પુષ્પમાળ જ પ્રીતથી! ૨૧૩.

પૃથ્વી વૃત્ત.

જુઓ સહુ થળે જતાં ખુબ લીલા જણાતી નકી,
પ્રતાપ બહુ પૃથ્વિનો વધી ગયો નવી શ્રીથકી;[3]
મહીઉપર મેઘની થઇ કૃપા તદા દી ફર્યો,[4]
લિલો અતિથિ કાજ[5] આ સુગલિચો જુઓ પાંથર્યો! ૨૧૪.

---

## વરસાદમાં દુઃખી જીવો.

આભે તારા જ્યાર છુપાયા ધન ઓથે,
ઝીણા જંતૂ તો ચળકીને પથ ગોતે;
જ્યારે ભાનુ ચંદ્ર નથી આ સ્થળ જોતાં,
અગ્નિવાળા આ જીવ ખાતા ખુબ ગોથાં! ૨૨૭.
જાણે તારા એ ઉડતા છે અહિં જાણો,
એ તો ઠઠ્ઠા ચંદ્ર ઉડૂની ઉર આણો;
વારે વારે ખૂબ કરે છે ચમકારા;
પૂરી આહા! છે ગતિ તારી પ્રભુ પ્યારા! ૨૨૮.

---

## સમાપ્તિ.

### શિખરિણી વૃત્ત.

થઈ વર્ષા પૂરી, શરદઋતુ આવી સરકતી,
ભચે મેળા ભારી, ગમત કરતા જ્યાં જન અતી;
પધારી પૂર્ણિમા, સુખદ સજની શ્રાવણતણી,
બળેવે બોલાવી, જિવન વરષાની જય ઘણી! ૨૨૯.
સમુદ્રે ખાડીએ, બહુ બહુ નવાં શ્રીફળ પડ્યાં,
કરો સિંધૂ શાંતિ, વિવિધ રીત સૌને સુખ જડ્યાં!
પુરાણી પૃથ્વીને, મનહર જુવાની નવી મળી!
સુકાળે શોભાવી, સકળ ઉર આશા નિજ ફળી. ૨૩૦.

### દોહરો.

પૃથ્વીની લીલા પૂરી, વર્ષામાં વર્ધી વીર;
જય જય શ્રીહરિની જગે, ઉચરો અરદેશીર! ૨૩૧.



# "ભજ ભાવે ભગવાન."

પદ.

"કબ સમરોગે રામ, સાંઈજી"—

ભજ ભાવે ભગવાન, મનવા, ભજ ભાવે ભગવાન. (ટેક.)
ખટપટના સહુ ખેલ તજીને, ધર તું તેમાં ધ્યાન.—મનવા. ૧
જગની બાજી જૂઠી જાણી, સ્મરને[1] અવિચળ સ્થાન.—મનવા. ૨
સુખ દીસે ઉપર સંસારે, તૃષ્ણાનું તોફાન.—મનવા. ૩
આજે છે ને કાલ જશે તો, શું તારૂં મકાન?—મનવા. ૪
દુઃખ દરિયાના તૂફાનમાં, કોણ ઉગારે જાન?—મનવા. ૫
ખોટ તને દેખાય પ્રથમ પણ, નક્કર લાભ નિદાન.—મનવા. ૬
મોહ્યો તું માયાનાં મધમાં, શું સાધ્યું અવસાન[2]?—મનવા. ૭
કેમ શાંત રહેશે તું, પડશે કાળ–શબ્દ જવ[3] કાન?—મનવા. ૮

૧. યાદ કર! ૨. એમ, છેટે. ૩. જ્યારે.

તેની કાયા, તેની માયા, તેનું સહુ ધનધાન.—મનવા. ૯
છળપાન લઈને પસ્તાશે, થઈ તું માગ અજ્ઞાન.—મનવા. ૧૦
ઈશ સમરતાં દીશ[1] સૂઝે સૌ, નહિ તો નીશ[2] સમાન.મનવા.૧૧
તૃપ્ત સદા રાખે તનમનને, ત્રિભુવનપતિની તાન.—મનવા. ૧૨
શીતળતા દઈ શાંત કરે જીવ, પૂરણ હરિરસ પાન.—મનવા.૧૩
પ્રભુ ભજન વિણ ધિક્ક પઢો બહુ, વ્યર્થ વડો વિદ્વાન.—મનવા.૧૪
ભવનગ [3]અદલ પસાર કરાવે, ગંભિર હરિગુણ ગાન.—મનવા.૧૫



૧. દિશા; દિવસ. ૨. રાત ૩. ભવનો પહાડ.



# કોણ ગમાયા ને કોણ કમાયા?

મનહર છંદ.

કાયા જગરાયા પાસ લઈ માનવી લેખાયાઃ
ફસાયા તણાયા સહુ માયામાં હણાયા છે;
માયા માયા કરી ધાયા, ધાયા પણ ન ધરાયા,
માયામાં લોભાયા વળી સવાયા ફૂલાયા છે;
ફૂલાયા ફૂલાયા પણ ખૂબ ફસાયા લૂટાયા,
ભોળવાયા માયામાંય ખંડાયા ઠગાયા છે;
અદલ ભપાયા મને, માયામાં ભમાયા ભૂલી,
ઈશ ન જપાયા તે જગે ખરા ગમાયા છે! ૧

કાયા જગરાયા પાસ લઈ માનવી લેખાયાઃ
કાયાથી અંકાયા બહુ જગતે પંકાયા છે;
લોભે લપટાયા ખરડાયા ન સુમાત જાયા,
માયામાં ગમાયા ન, પ્રભુ ઉરે સમાયા છે;
ફૂલાયા ભૂલાયા અથડાયા ઠોકરાયા નહિ,
ધાયા ને જોડાયા ઈશ પ્રીતે હરખાયા છે;
અદલ અંતયા શૂરા, હૈયાંમાં છપાયા પૂરા,
ઈશ્વર જપાયા તે જગે ખરા કમાયા છે! ૨




### દોહરા.

મરતી વસ્તુ મહી[1]વિષે, જે જાયું તે જાય;
જે ફૂલ્યું તે ખરી જશે, લીલું તે સૂકાય. ૧
અમર નથી કો અવનિમાં, શું દાતા ભડભૂપ;
સતવાદી શૂરા વળી, વીર વિદ્વાન અનૂપ.[2] ૨
મરવું તો છે સર્વને, ચિરંજીવી નહિ કોય;
જે આવ્યું તે તો જશે, જે ખાધું તે ખોય. ૩
નામ રૂપનો નાશ છે, કાળ ન મૂકે કોઈ;
કોણ વસ્યું કોણજ વસે, ધરા[3] હસે રહી જોઈ! ૪
સંતાડ્યો સતાય નહિ, નાઠે મૂકે ન નેટ;[4]
પેસે કદી પાતાળ પણ, ખળ જમનો આખેટ![5] ૫

૧. પૃથ્વી. ૨. ઉત્તમ. ૩. ધરતી. ૪. નક્કી. ૫. શિકાર.

ઔષધ જડે ન એહનું, જમડો ખરો અજીત;
જીવ અને કાયા તણી, પલકે તોડે પ્રીત. ૬

છપય છંદ.

પલકે તોડે પ્રીત, જીત જમડો તો લેશે;
પ્રાણી હારી જાય, ખરે ખલકે સૌ ખોશે;
કાળ કરે નવ વાર, આવિયો જાય ન પાછો;
હિકમત કરે હજાર, અજિત તોયે એ સાચો;
વળી કોઈ ચતુર ચુકવે નહીં, ક્રૂર કાળની જાળને;
આ જગમાં જન્મ અદલ લઈ, કોઈ ન જીતે કાળને. ૭

દોહરા.

શરણ મરણને સર્વ છે, કોઇ આજ કે કાલ;
માસ છ માસ વિતે પડે, કાળ મૂખ વિકરાળ. ૮
કઇ શૂરવીરોને દીધી, ભાન ભુલાવી ભૂલ;
જમડા આગળ જોર તો, ચાલ્યું નહિ બિલકૂલ. ૯

છપય છંદ.

ભોજ સમો ભડભૂપ, રામકૃષ્ણ જ ક્યાં રોળ્યા?
વિક્રમ સમ ધર્મિષ્ટ, હાર્યો હાતમ ક્યાં રોળ્યા?
હરિશ્ચંદ્ર સતવાદિ, ભીમ સમ બળિયા ભાગ્યા;
રાવણ ને ઇંદ્રજિત, લપટ ખાઇ પાયે લાગ્યા;
શ્રમ લાખ ઉઠાવે તોય પણ, જીવ બેસશે ખોઇને;
આ જગમાં જાણ અદલ કદી, કાળ ન મૂકે કોઇને. ૧૦

દોહરા.

કાળ ન મૂકે કોઇને, ભવે ન રાખે ભેદ,
જગહિતકર જસવંતનો, ખલક ધરે છે ખેદ. ૧૧

કાળતણે દિલ નહિ દયા, કાળ ખરોજ કઠોર;
કાળ ડરે નહિ કોઇથી, ફ્રીધે શોર બકોર. ૧૨
વૃદ્ધ તરુણની ગમ નહીં, રંક હોય કાં રાય;
મૂરખ કે મતિમાન પણ, એક સમાન ફસાય. ૧૩
કાગળ આગળ નહિ લખે, નહિ કે'વાડે કહેણ;
ઓચિંત્તો આવી ધરે, ચુકાવ મારૂં દેણ! ૧૪
કાળતણા સેવક ઘણા, આજ્ઞા આપે ત્યાર,
તેડી લાવે તુરત જઈ, લાગે વાર લગાર. ૧૫
દર્શન નિજ દેતો નથી, દેખાડે છે દાવ;
બાનું કંઈ દઈ મારશે, રોગ મૂઠ કે તાવ! ૧૬
આરંભ્યું અધુરૂં રહે, કઈક કર્યાંનું કામ;
સદ્ય[1] થવું પડશે શરણ, તજવું પડે તમામ. ૧૭
કરવા કાંઇ હઠે નહીં, પરવા નહિ કો પેર;
ગરવા ગરવા[2] ગજપતી[3], મરવા સૂતા મેર! ૧૮
ગાજી ગગન ગજાવતા, રાજી રહે દિન રાત;
બાજી બધી ભુલી ગયા, પાજી જમને પાત! ૧૯

ઇંદ્રવિજય છંદ.

જાત કજાત જુએ નહિ પાતકિ[4],
ઘાતક ઘાત કરે બનીં તાતો;
વીર જુએ નહિ, મીર જુએ નહિ,
પીર જુએ નહિ પ્રાણ પિલાતો;
વાદવિવાદનીં દાદ ધરે નહિ,
નાદથકી ન ડરી નમીં જાતો;

૧. તુરત. ૨. મોટા, મગરૂબ ૩. હાથીના ધણીઓ, રાજા ૪ દુષ્ટ

અર્થ સરે નહિ વ્યર્થ ફૂટે શિર,
કાળ સમર્થ ખરો જગ ખાતો! ૨૦

દોહરા.

પ્રાણ પડે છે પલકમાં, તો શિદ થવું ઉદાસ;
વ્હાણ મૂકયું દરિયાવિષે, તરંગ[1]નો શો ત્રાસ? ૨૧
એક વખત મરવું જગે, હજાર વાર ન હોય;
કાયર થઇને કાંચળી, શીદ પહેરો તોય? ૨૨
નાઠે કાળ ન છોડશે, કદી ભૂમિમાં ભરાય;
ભર્યા મૂકો ભંડાર પણ, લગાર નવ લલચાય. ૨૩

ચોપાયા છંદ.

વાણી મુખથી વદશો ગમતી, વિધવિધ વાત વખાણી;
કાળતણે દરકાર નહીં દિલ, પથ્થર ઊપર પાણી. ૨૪
કરો પ્રયત્ન હજાર કદી પણ, તરગ લેશે તાણી;
જમ આગળ ચતુરાઇ ન ચાલે, પથ્થર ઊપર પાણી. ૨૫
રાખ રખાવટ કો'ની ન રાખે, ઉરમાં શરમ ન આણી;
કરગરિયાથી કાળ ન પિગળે, પથ્થર ઊપર પાણી. ૨૬
ત્રાસ, શરમ કે દયા દીલમાં, જમડાએ નહિ જાણી;
રડયા કૂટયાથી રતી ડગે નહિ, પથ્થર ઊપર પાણી! ૨૭

દોહરા.

કરતાં ક્રોડ ઉપાય પણ, કાળ નહીં હઠનાર;
શરણે થઇ રાખો સદા, ઇશ્વરપર આધાર. ૨૮
દુઃખ સહી ધીરજ ધરે, એજ વડો છે વીર;
સાહ્ય કરીને ઇશ સુખ-આપે અરદેશીર. ૨૯

---

૧. મોજા.



# આળસ.

અયાસિ જન! આળસથકી, નકી કિટાશે કાય;
લોઢું નહિ વપરાસથી, પડયું રહેલ કિટાય. ૧

આળસથી કુગ અંગપર, આવી જાય કિટાઈ;
તે કરતાં તો ઠીક અધિક, જો તે જાય ઘસાઈ. ૨

આળસમાં સુખ એક પળ, મિથ્યા મળ્યું તમામ;
રાજ્ય મળ્યું સ્વપ્નાવિષે, તે આવે શા કામ? ૩

આળસથી આ અવનિમાં, ફાવે છે જન તુચ્છ;[1]
જુઓ હાથની આળસે, મુખમાં પેસે મૂછ! ૪

ઉદાઉ ને વળી આળસૂ, કયાર થાય ધની[2] આમ;
શ્વાન ખાય, અંધી દળે, કયારે આવે કામ? ૫

દરિદ્રતાની દુષ્ટ એ, માતા આળસ માન;
માતા પાછળ દીકરી, કહેવત ધરજો કાન.[3] ૬

ભૂંડાના સંજોગથી, આળસ રૂડી એમ;
જુઓ મુઆની આળસે, જીવે પ્રાણી જેમ[1]! ૭

---

૧. આળસ રાખ્યાથી આપણા ઉપર તુચ્છ માણસ પણ આ દુનિયામાં ફાવી જાયછે ૨. ધનવાન. ૩. મતલબ કે આળસની પાછળ દરિદ્રતા છેજ.



# ઈર્ષા.

સારૂં કદી ન હોય તો, કો ન અદેખા હોય;
વગર ફળતણું વૃક્ષપર, સંગ[2] ન મારે કોય. ૧
અદેખાઈ બીજી રીતે, જોતાં દિસે વખાણ;
આપ ભળે ભૂંડાઈમાં, વ્યર્થ ઉચારી વાણ. ૨
ઈર્ષા[3] કીધે અવરતું,[4] સિદ્ધ થાય છે સત્ત્વ;[5]
પડછાયો વસ્તુતણું, સિદ્ધ કરે અસ્તિત્વ.[6] ૩
ઈર્ષા કરતાં અવરની, હાણ જુએ જન આપ;
અંધ ચિપાં, ધુડ, વાગળાં રે’ દિન કરૌં સંતાપ. ૪.
રાખે ઈર્ષા દુષ્ટ પણ, નાખે ગુણીજન નૂર;
હજાર આંખો આંધળી-થાય ભલે, રહે સૂર.[7] ૫
ભૂડું મિથ્યા ભાખતાં, ઘટે ન સુજન પ્રતાપ;
અપશૂકન શા અન્યને, નાક કાપતાં આપ? ૬
પરનર કીર્ત્તિ પેખિને, થાય બળી શિદ ખાખ?
અધારૂં છે અહરનિશ,[8] જો મીચે તુજ આંખ! ૭

૧. મોત એ ભૂંડાનો સંજોગ છે, માટે મરવાની આજરો પ્રાણી છવે છે, અહીં મરવાનો જે ઉદ્યોગ કરે તો યમરાજની ભેટ લેવી પડે! ૨. પથ્થર. ૩ અદેખાઈ ૪. બીજાનું, જેની અદેખાઈ કીધી હોય તેનું. ૫. બળ; ગુણ. ૬ હોવાપણું ૭ સૂર્ય. ૮. રાતદહાડો; હંમેશાં.



# બોલ્યો બોલ પાળ-વાવિષે.

મનહર છંદ.

ભેદ કદી ખોલિયે ન, ખોલિયે તો બોલિયે ન,
ખોલી હૈયું ચોળિયે ન, ભેદ મન રાખિયે;
બોલ બ્હાર કા'ડિયે ન, કા'ડિયે તો તાડિયે ન,
કા'ડી પાછો પાડિયે ન, વચન સુ દાખિયે;
બોલ શીર ધરિયે ન, ધરિયે તો ડરિયે ન,
ધરી કદી ફરિયે ન, સત્ય વેણ આખિયે;
અદલ વિચારીને ઉચારિયે સદાય એવું,
બોલ મુખે ભાખિયે તે પાછો નહિ નાખિયે. ૧

ઈંદ્રવિજય છંદ.

હામર્થી શૂર કરેજ ચઢાઈ,
લડાઈ કરી હઠશે નહિ પાછો;

શૂર લડાઈ કરી નિજ નામ
  વડાઇ કરાવો ગણાય ન કાચો;–
બોલ બડાઇતણા ઉચરી
  મરડાઇ પછી હઠતાં નહિ ખાંચો,
જંગ બહાદુર તે શૂરવીરતણે
  ધરશે મુખ તીવ્ર તમાચો! ૨

હાથ વળી નિજ પાય પછાડી
  વદે વચનો નિજ અંગ ઉછાળી,
શસ્ત્ર સજી ધરણી હું ધ્રુજાવું
  ગજાવું કરૂં રિપુરોજ દુખાળી!
જંગ ચઢી ખુબ હિંમતમાં પછી,
  નાસે ઉભે પુછ શત્રુ નિહાળી!
તે શૂરવીરતણે દિપશે મુખ,
  મૂછ નહીં પણ શોભિત વાળી!! ૩

શૂર દિસે ભરપૂરજ હામથી,
  નામ નહીં લજવે ડર ખાળે,
જંગ ધસી પછી જેહ ખસે,
  ભલું તે કરતાં નિજ અંગ પ્રજાળે;
હિંમતથી નિજ કિંમત શૂર
  કરાવી હઠે રણ કોઈ ન કાળે;
સત્ય સુણું જગમાંય સદા
  નિજ બોલ ખરો શૂરવીર જ પાળે! ૪

---



# દિલ દર્પણ.

મનહર-કવિત.

ભારી હું ભવાઇ કરૂં, પેલાની ચવાઇ કરૂં,
નિશદિન વાત એવી નચાવતી નાઇને!
લ્હેરમાં લડાઇ કરૂં, શ્હેરમાં અડાઇ કરૂં,
ધાઈ ધાઈ શૂર છૂટે છે શૂરા સિપાઇને!
છેલડી છબીલી વરૂં, રસીલી રંગીલી વરૂં,
હજારોની રીત સાથે જોઇએ જમાઇને!
અદલ વિચારે ચતુરાઈ પંડિતાઇવાળી,
બાઇ કવિતાઇ બહુ ભાવે કવિભાઇને!





# મૂર્ખ.

ડાહ્યા તો થોડા દિસે, હોય મૂર્ખ બહુ વાટ;
ચોમાસાંના ચાર છે, બીજા સૂકા આઠ. ૧

મૂર્ખવિષે બુદ્ધિ નથી, વદશે આડી વાણ;
સારાં નરસાંની નહીં, કરશે શ્વાન પિછાણ. ૨

બુદ્ધિની જ્યાં ન્યૂનતા[1], વાત વિચિત્ર વદાય;
બાડાને આકાશમાં, શશિ[2] તો બે દેખાય! ૩

મૂરખમાંય મચ્યાં રહે, ઇર્ષા ગર્વ કઠોર;
સદા વધુ અધારીએ, જુઓ ચોરનું જોર. ૪

ભણ્યો ઘણો પણ ના ગણ્યો, મૂરખ સૌ જન જોય;
પોપટ પઢે મધૂર પણ, કન્યા દે નહિ કોય! ૫

૧ ઓછપ, કમતાઇ. ૨ ચંદ્ર

મૂર્ખ વચન કદી ખરૂં પડે, પણ ઉર નહિ અંકોર;
મેઘે નાચે કોણ તે? "તે હું" બોલ્યો મોર[1]! ૬

રૂપ પંડિત ને મૂર્ખનું, સરખુ કદી જણાય;
પિત્તળ હેમ સમું દિસે, પણ આંચે પરખાય. ૭

એક પિતાના પૂત્ર પણ, કો બુધ,[2] મૂરખ કોય;
પાંચ આંગળી પણ જુઓ, કદી ન સરખી હોય. ૮

કોગટ દાખે[3] ફાંક પણ, કાંઈ કરે નહિ કામ;
જન્મથકી તો આંધળો, ને સૂરજમલ નામ! ૯

મૂર્ખ ગણે વીર આપને, સર્વ બીજાને ફોક;
ગાંડો જાણે ગામનાં, ગાંડાં છે સહુ લોક. ૧૦

મૂરખ શિખ દે અન્યને, આપ ન વરતે તેમ;
નિજ ઘર બળતું મૂકીને, બીજુ બુજવે એમ. ૧૧

મૂરખ માને મુજવિના, જગ ચાલે ન જરાય;
હોય કૂકડો ત્યાંજ શું, નીર વહાણું વાય? ૧૨

---

૧. મૂર્ખનું બોલવુ કદાપિ ખરૂ પડે પણ તેને પોતાને તેની કાઇ સમજ નથી. મોર "ટહુ" "ટહુ" કરી બૂમ મારે છે, એ કાંઇ તે સમજીને બોલતો નથી; હવે આપણે જઇને તેને પૂછીએ કે "વરસાદમા નાચે છે તે કોણ?" તો તેવોજ તે બોલશે કે "તે હુ"। આ ઉત્તર તો બરાબર છે, પણ એ કાઇ સમજીને બોલ્યો હશે?' ૨ પંડિત ૩ દેખાડે.

મળે લાભ જરીં મૂર્ખ તો, સર્વ ખોય નિજ સાન,
'ગિરા સારૂં શ્રાવક થવું,' અધમ ન એહ સમાન. ૧૩

મૂરખ માને મનવિષે, હરિ નહિ જોતો હોય,
અજવાળામાં નાચતો, જન અંધારે જોય[1] ૧૪

માને અરિની[2] મિત્રતા, મૂર્ખ તજી મન્મિત્ર;
અમૃત તજીને વિષ પિયે, મૂર્ખ વિચાર વિચિત્ર. ૧૫

ચતૂર સમજે શબ્દમાં, મૂરખ બહુ અથડાય;
સમજે તેઊ સાનમાં, ડફણાં ગર્ધવ ખાય. ૧૬

સમજાવ્યો સમજે નહીં, તે આખર પસ્તાય;
શાકર જેવા જાણતા, પથરા ચાવી ખાય. ૧૭

મૂરખ મિથ્યા માનશે, માગ મશ્કરી સાર,
ઢીકા પાટૂ મારવુ, ગર્ધવનો વ્યવહાર ૧૮

મસ ધન દેખી મૂર્ખનુ, ચતુર ન જરતા ચાય;
ગુણિકાના શણગારથી, સતી ન જારે જાય. ૧૯

નિજ શરણે જડ મૂર્ખને, લે તો કદીં નુકસાન,
ભૂલ્યો ઘા એરણ ખમે, વાણી સત્ય નિદાન. ૨૦

તે સ્થળ તજવું જ્યાં ગણે, જ્ઞાની મૂર્ખ સમાન,
કાર્પો ગુલાબ ચમેલીને, પાય ધતુરને પાન. ૨૧

---

૧ જે માણસ અજવાળામા નાચતો હોય તે સામે અધારાના ભાઈ બેઠેલુ હોય તેને જોતો નથી, પણ પેલો જે અધારે બેઠેલો તે તો તેને બરાબર નિહાળે છે ૨ શત્રુ, દુશ્મન.

પળનાં સુખ માટે પડી, મૂરખ રહતો મારા;
મિષ્ટ દ્રાક્ષ ખાવા થકી, કરે વેલનો નાશ! ૨૨

કરે ન ઉધમ મૂર્ખજન, વહે કર્મનો વાંક;
ટાંક ટાંક નવ સંગ્રહે, કેમ થશે નવટાંક? ૨૩





# પંડિત પ્રસંગ.*

મનહર છંદ.

મનમોહનનો[1] મત્ર શીખ્યા ન તો શીકર શી,
ચતુરાઈ રાખી તો મનમોહન સર છે;
ધન ભેગું કરી ધનવાન નહિ થયા તો શું,
વિદ્યા સદ્‌ગુણો ધૈર્ય ધન માલ જર છે;
આરામથકી જો ઠંડુ પાન ન કીધું તો શું છે,
પ્રભુભક્તિથકી મન શાંત શીત તર છે;
અદ્દલ કહોને નહિ દેશાટણુ[2] થયું તો શું,
પંડિત પ્રસંગના પ્રસાદે[3] સૌ નજર છે!

---

* એક પડિત મિત્રની પધરામણી વેળા એક જાહેર સભામાં તેઓના મેલાપનો લાભ લેવા નીચલું કવિત શીઘ્ર કહ્યુ હતુ. ૧ પારકાનું મન હરી લેવું. ૨ મુસાફરી. ૩ ભોજન; કૃપા; આશીર્વાદ.



# "નાચે તેને ઘુમટો શાનો?"

ચરણાકુળ છંદ.

ગાન તાન પૂરો ગાનારો, સૌ જન કહે ગાનારો સારો;
ગાજીને ગાશે બહુ ગાનો, નાચે તેને ઘુમટો શાનો? ૧

ભલાં ભલાં ભાષણ જે ભાખે, રતિ ઉર નહિ કોનો ડર રાખે;
દેખાડે ભયવિણ ભૂલ દાનો, નાચે તેને ઘુમટો શાનો? ૨

ઉરમાં સાચુ હરનિશ આણે, જૂઠતણુ કૂનામ ન જાણે;
બહુધા પક્ષ ન ધરે બિજાનો, નાચે તેને ઘુમટો શાનો? ૩

મલ જાહિર બળવતો મોટો, જ્યા તેડે ત્યાં રમશે જોટો;
મસ્ત બની ખેલે મસ્તાનો, નાચે તેને ઘુમટો શાનો? ૪

સબળો જે હૈયે છે શૂરો, પડે કામ ત્યા હામે પૂરો;
છલંગ મારી ન રહે છાનો, નાચે તેને ઘુમટો શાનો? ૫

નિર્લજ વેશ્યા જે છે નારી, ધરે કુકર્મજ ધંધો ધારી;
મુખે લાજ તેને નહિ માનો, નાચે તેને ઘુમટો શાનો? ૬

ભૂંડો જે જરનો છે ભૂખો, લાખ મળે તો પણ રહે લૂખો;
નમિ નમિ માગે બનિ નિત્ય નાનો, નાચે તેને ઘુમટો શાનો? ૭

ભીખે પેટ ભરે ભીખારી, પેટ થકી માગે પોકારી;
મળે ન લે ગજવે ન મકાનો, નાચે તેને ઘુમટો શાનો? ૮

મોજ કરે કરજે મનમાની, ધાનત નહિ રાખે દેવાની;
કુંડી દિવાળુ ફટ કરવાનો, નાચે તેને ઘુમટો શાનો? ૯

માન માગુ મોંઢેથી મોટો, દુષ્ટ ખુશામત કરતો દીઠો;
તૃણ ન આંચકો ટેક તજ્યાનો, નાચે તેને ઘુમટો શાનો? ૧૦

શ્વાન શકટ[1] નીચે રહિ ચાલે, ખેંચુ હુંજ બધું લે ખ્યાલે;
નફ્ફટ દાખે ગર્વ નિશાનો, નાચે તેને ઘુમટો શાનો? ૧૧

ધંધો જે પોતાનો ધારે, જેમાં લાભ ગણે નિજ જ્યારે;
શિદ કરતાં લાજે શોભાનો? નાચે તેને ઘુમટો શાનો? ૧૨

સત્ય બોધ કવિ દે સૃષ્ટિમાં, દેખાડે ભૂલ જે દૃષ્ટિમાં;
અરદેશર એ પતિ સાચાનો, નાચે તેને ઘુમટો શાનો? ૧૩

૧ શકટ—ગાડુ





# ક્ષમા.

દોહરા.

ક્ષમા[1] વિષે સચાઈ છે, માનવિની મોટાઈ,
જેમ જુઓ સાકરવિષે, શુદ્ધ મિઠાશ સમાઈ ૧

ક્રોધ કરી વર્જે[2] ક્ષમા, ખોય નકી તે નૂર,
આખ ઉપર જો પડ ચઢે, જાય પ્રકાશ જરૂર. ૨

અધિકારી બનવા પ્રથમ, ધારો ક્ષમા અથાક,
'પરણ્યા પ્હેલુ પોંખતા, સાસૂ તાણે નાક.[3]' ૩

ક્ષમા શસ્ત્ર જો હસ્તમા, દુર્જનથી શું થાય?
જો જળ પાસે હોય તો, અગ્નિથકી શું કરાય? ૪

સબળો થઇ રાખે ક્ષમા, માનો મોટા તેજ,
સાગરને દુભતાં[4] જુઓ, રીસ કરે નહિ રેજ. ૫

---

૧ માફી, શાંતિ ૨ તજે, છોડે ૩ હિંદુઓની કેટલીક ન્યાતમા આ ચાલ ચાલે છે પરણવુ એ સંસાર અધિકારપર આવવુ છે, અને અધિકારીમા ક્ષમાનો મુખ્ય ગુણ અવશ્યનો છે, માટે જમાઈ એ અધિકારપર આવે તે પહેલા તેનો એ ગુણ તપાસવા, અને ન હોય તો તે રાખતા શિખવવા, સાસુ તેનુ નાક તાણે છે' ૪ સતાવતા

# ગરજ.

દોહરા.

જગત ગરજની જાણવી, માતા ગરજ મધૂર;
આવે માત-ઉછંગમાં,[1] ગરજે બાળ જરૂર. ૧

એક બીજાની ગરજથી, મોટા ન્હાના જાય;
રાજાથી રૈયત અને, રૈયતથી છે રાય. ૨

ગરજથકી ઊંધી મતિ, છાપે અવળા છાપ;
ગરજ ગળી સાકરથકી, ગરજે ગદ્ધો બાપ! ૩

ગરજી જન અરજી કરે, ગરજ સરે રહે દૂર;
ગરજ સરી, વૈદજ અરિ,[2] જાણે જગત જરૂર. ૪

જેને જેનું કામ નહિ, તેથી રિઝે ન લેશ;
સૂર્યોદય પેખી સદા, ઘૂડ કરે બહુ કલેશ. ૫

જરૂર જેની જ્યાં પડે, તેવિણ વ્યર્થ નિધાન;[3]
વનમાં ભૂખ્યા જન કને, હીરા પથર સમાન. ૬

ગરજે કુલિન જનો ઘણા, હલકાને ઘર જાય;
કીધી રહી નીચ ચાકરી, હરિશ્ચંદ્ર મ્હારાય. ૭

એક સરે કદી કામ નહિ, વિના બીજાની સાથ;
કદી વિના બે હાથ તો, તાળી કેમ પડાય? ૮

કોઈ વસ્તુ નકામની, જોતાં નહીં જણાય;
ચિપટાંનાં પણ કાગળો, જુઓ જુક્તિથી થાય. ૯

૧. ખોળો. ૨. શત્રુ; દુશ્મન. ૩. ભંડાર



# પૈસા.

મનહર છંદ.

પૈસાથકી ઠાકરને ચાકર મળે છે ઘણા,
પૈસાથકી ધનવાન માનપાન પામે છે;
પૈસાથકી વાડી ગાડી ઘોડે સુખપાલે ફરે,
પૈસાથકી નામી જન તો હજામ જામે છે;
હોર ને દમામ છે તમામ આમ દામવિષે,
અક્કર ડક્કર થઈ ધારે સુખધામે છે;
અદલ કહું છું એવો પૈસાનો પ્રતાપ જાણો,
જરે રામની સમાન નામ ઠામઠામે છે! ૧

ઇંદ્રવિજય છંદ.

રામ સમાન સુમાન મળે વળી
નામ કરે જન તો પઇસાથી;
ગાડી મળે ફરવા હરવા શુભ,
નામી જનો ફરશે થઈ સાથી;
રોજ નવીન મળે ભર ભોજન,
મોજ કરે ફરશે ચઢિ હાથી;
આ જગમાં જન જન્મ લઈ
નિજ પેટ કહો ભરશે નિત શાથી? ૨

દોલત રક્ષક પ્રાણતણી વળી
  ભક્ષક પ્રાણતણી પણ ભાળો;
એજ સુધારક, એજ કુધારક,
  એજ કરે ઉપકાર સુખાળો;
એજ મહેર ધરે જન ઊપર,
  એજ કહેર કરે કદીં કાળો;
સજ્જન! ધ્યાન ધરો જગમાં
  પઇસો ગુણસાથ કુલક્ષણવાળો! ૩

દોલત છત્ર પલંગપરે વળી,
  કો'દિ તુરગ વિષે સુવડાવે;
એ શુભ શોધક, એજ પ્રબોધક,
  એજ વિરોધ કરોધ[1] કરાવે;
એ જન પાળક, એ દુઃખ ટાળક,
  એ જન કાળ કરાળ[2] કહાવે;
ગોળ[3] ફરી ગબડી ખલકે
  પઇસો નિજ ખેલ વિચિત્ર ખિલાવે! ૪

૧ ક્રોધ. ૨ ભયકર, વિકરાળ. ૩ પઇસો ગોળ છતે આખી દુનિયામાં ગબડે છે; બીજો અર્થ; "ગોળ ફરી" કહેતાં, આખી ભૂગોળ-પૃથ્વીના ગોળાપર ફરી વળી.





# ખરી ખુબસૂરતી.

ચોપાયા છંદ.

ગાલ ગુલાબી લાગે વ્હાલા, હોઠ નરાં પરવાળાં,
તારા જેવી આંખો ચળકે, ભવાં કમાને કાળાં;
ચાર દિવસનાં જોબનકેરી, એ ખુબસુરતી જાણો,
વૃદ્ધ વખતનાં ચક્વચે એ, જાય પિલાઈ પ્રમાણો. ૧

પણ કોમળ ને દઢ મન સાથે, શોભે સરસ વિચારો,
અખંડ પ્રેમ ઝરો વ્હેતો ઉર, મધુર વચનની હારો;
એજ ખરી ખુબસુરતી માનું, ગાલ ગુલાબી ખોટા;
મુખ શોભા ખોટી લલચાવે, ખુબસુરતીના ટોટા ! ૨



# આશા.

દોહરા.

આશા જાણો અમર છે, અખંડ ને અવિનાશ;
રાખે મરતો માનવી, પણ જીવ્યાની આશ. ૧

આશા દાની તરુણની, દુખિનું[1] ઔષધ જાણ;
તરુણને પોષે પ્રીતે, દુખિને ધીર પ્રમાણ[2]. ૨

કોઈ ન નિશ્ચય કહી શકે, આશ ફળે અનુકૂળ;
ખેતર શ્રમથી ખેડશે, મળે ધાન્ય કે ધૂળ. ૩

ફળે આશ કે નહિ ફળે, કોઈથી જીવ ઠગાય;
આશ બાગતા જનતણું, સ્વપ્ન માત્ર મનાય. ૪

૧. દુખી. ૨. આશામાં ને આશામાંજ જુવાન માણસ પોષાઈને મોટો થાયછે, અને જે દુખી છે તે ભવિષ્યમાં સુખની આશા રાખી ધીરજ પકડેછે.

આશ-કિરણ આપત્તિમાં, કેકે વધુ વધુ તેજ;
જેમ ઓટ વધુ મારશે, ભરતી પાસે છેજ. ૫

સુખ મળતાં વધશે સદા, જનમાં આશ જરૂર;
સિમા ક્ષિતિજ[1] આકાશની, પાસ છતાં બહુ દૂર. ૬

અધિક મળે અધિકાર ત્યમ, રહે અધિકપર રાગ,[2]
ઘૃત[3] નાખો જ્યમ જ્યમ ઘણું, ત્યમ ત્યમ વધશે આગ. ૭

આશામાં ભટકે અતિ, કરતો પ્રીતનું પાન;
સ્વાતિ જળ[4] કાજે જુઓ, રખડે ચાતક રાન. ૮

જશે વ્યર્થ ઈચ્છયુ જ્યહાં, ભોગવવું નહિ હોય;
વાઘ મરાશે બદુકે, ગાડર[5] ખાતાં સોય.[6] ૯

આશા કરમાઈ જતાં, દયા મૂકે નિઃશ્વાસ;[7]
ફૂલ ખરી પડતાં ફૂટી, વિરસ થયોજ વિલાસ. ૧૦

કો જન નવ પર આશથી, થયો સુખી આ ઠાર;
રૂપસુંદરી હરણે થયો, કરણુ તણો સહાર. ૧૧

---

૧ જમીન આસમાનનો સયોગ જ્યા દષ્ટિ કલ્પે છે તે રેખા ૨ અનુરાગ; પ્રીતિ ૩ ઘી ૪. સ્વાતિ નક્ષત્રમાં જે વરસાદ પડે તેનું પાણી. ૫ ઘેટું; મેંઢું ૬ તે વાઘનો શિકાર કરવા માટે તેને લલચાવવા ઝાડ હેઠે બકરૂ બાધવામાં આવેછે, તેનો ભક્ષ કરવા વાઘ ત્યા દોરવાઈ જાય છે, પરતુ તે ખાતા પહેલા તો તે બદુકથી માર્યો જાય છે ૭ નીસાસો.

ફળતી આશા રાખવી, ધરો કદી ન દુરાશ;[1]
ઝાકળ ટીપાં ચાટતાં, કદી ન મટશે પ્યાસ.[2] ૧૨

મનભાવ્યાં વેણો વદે, જવ[3] આશા સૌ ભંગ;
શ્વાનથકી લાચાર થઈ, મારે મની છલંગ. ૧૩

પરની મોટી આશપર, ન્હાનું નહીં નખાય;
અમૃતની આશે નહીં, જળ ઢોળી દેવાય. ૧૪.

આ શાના છે ખેલ જગ?[4]—આશાના છે ખેલ;[5]
આશા નાચે જેલમાં,[6] આશા નાસે ઘેલ[7]! ૧૫

૧. ખોટી આશા, એવી કે જેનો કદી પણ ફળવાનો સંભવ નથી. ૨. તરસ. ૩. જ્યારે. ૪. આ બધા દુનિયામાં શાના ખેલો છે? ૫. આગલાં તેજ ચરણમાંથી ઉત્તર મળે છે કે "આશાના ખેલ છે!" ૬. આશાને મનુષ્યનાં મનની જેલ–કેદખાનામાં પૂરેલી છે, જ્યાં તે નિરંતર નાચ્યા કરે છે! ૭. ઘેલાપણું. આશા નાસી ગઈ–ભંગ થઈ કે તે મનુષ્ય ગાંડો થાય છે–હિંમત–ધીરજરહિત થાયછે.





# "અંધવિષે તો કાણો રાય."

ચોપાઈ.

મૂરખ ટોળી બેઠી હોય, કક્કો કદી લખનારો કોય,
માન મળે બહુ જે ત્યાં જાય, અંધવિષે તો કાણો રાય! ૧

કંગાળો જ્યાં બેઠા સાથ, હોય ન ફૂટો પૈસો હાથ;
બે પૈસાવાળો પૂજાય, અંધવિષે તો કાણો રાય! ૨

જ્યાં સઘળાના દુબળા દેહ, આવે કો માતેલો ગેહ[1],
અચરત પામી ઉર અકળાય, અંધવિષે તો કાણો રાય! ૩

વિશેષ કાયર સાથે વસે, ધીર ધરી નહિ કોઇએ ધસે,
હામ રામ કો આગળ થાય, અંધવિષે તો કાણો રાય! ૪

૧ ઘેર.

જઈ આવ્યો કોળી પરદેશ, વિશેષ વાતો કરે હમેશ;
નાત જાત તે સુણવા ધાય, અંધવિષે તો કાણો રાય! ૫

ગામે વસતા સૌ અજાન, વિપ્ર[1] ગયો જે નહિ વિદ્વાન;
વાહ વાહ કહે સુણી કથાય, અંધવિષે તો કાણો રાય! ૬

ચાકર ગામતણા સૌ મળ્યા, રમવા જમવા પ્રીતે પળ્યા,
મોટે ઘરનો મુખી મનાય, અંધવિષે તો કાણો રાય! ૭

ધાઈ અભણ મુરખાને ધામ, કરે વૈદનું કામ હજામ!
ધનવંતરિ સમ તે લેખાય, અધવિષે તો કાણો રાય! ૮

કોળી દુબળા શિખવા આ'ય, માછી તો મેહેતાજી થાય!
શિક્ષક સારો તેહ સુહાય! અધવિષે તો કાણો રાય! ૯

અમલદાર બહુ આવે હિંદ, પામે માન ઘણું સમઈંદ;
લાખો ભમતા યુરપમાંય, અધવિષે તો કાણો રાય! ૧૦

તૃણ સમ કવિતા જ્યાં બહુ કવિ, પણ જ્યાં સૂણે કવિતા નવી;
અદ્દલ નિહાળી તે અજાય, અધવિષે તો કાણો રાય! ૧૧

૧ બ્રાહ્મણ





# ગર્ધવરૂપી દુનિયા.

મનહર છંદ.

કવિ સાધુ સત તથા ઇશના અનત ભક્ત,
અપાર વિચાર જગતવિષે જણાવિયા,
દુનિયા છે ખોટી માયા ખોટી જો કે દીસે મોટી,
ઈશ ધામ આપણો સ્વદેશ સમજાવિયા;
સર્વેના વિચાર તો જણાય કે જગત જૂઠી,
અદલ ધારીને એમ સમાન બતાવિયા;
એજ કારણે જનમતી વેળા સૌ રડીએ કે,
ગર્ધવના* દેશવિષે આપણ તો આવિયા!!



* ગધેડાઓના.



# સુખ દુઃખ.

દોહરા.

સુખ દુઃખ વ્હેંચ્યાં સર્વને, જુક્તિથી જગતાત;
અર્ધે પૃથ્વીપર દિવસ તો, અર્ધે પૃથ્વીપર રાત. ૧.

સુખ દુઃખ રહે ન સર્વદા, વહી વખતસહ જાય;
અસ્ત થયો રવિ ઊગશે, ઊગ્યો અસ્ત જ થાય. ૨.

સારાં નરસાં કૃત્ય સૌ, સુખદુઃખનું છે મુળ;
સુખ આપે કોમળ કમળ, પીડાવે બહુ શૂળ[1]. ૩.

જગતવિષે જન સર્વદા, સુખી કદી નવ કોય;
દિન પાછળ તો રાત્ર છે, મરણ જનમ પછીં હોય. ૪.

સુખજ મળે સદૈવ[2] તો, જરૂર સુખ ન જણાય;
દિન પાછળ નહિ રાત્ર તો, દિન નહિ ગમે જરાય. ૫.

જોયું સુખ નહિ જન્મથી, જુએ ન તે દુઃખઝાળ;
કુંવારી રહીં જન્મથી, તે રંડે કો કાળ? ૬.

૧. કાંટા ૨. હમેશ

માણસ માથે છે મૂકી, દુઃખની વ્હેતી નીક;
ગણો નિમાળા શીરના, એથી દુઃખ અધિક. ૭.

દુઃખ પડે દુનિયાવિષે, તો મન મેલ કપાય;
હેમ અગ્નિમાં બાળતાં, નિશ્ચય નિર્મળ થાય. ૮.

દુઃખ અનુભવ્યો દુનિયાવિષે, માનવ ઠીક ઘડાય;
જુઓ અધિક ભારી થશે, જવ કામળ ભીજાય. ૯.

વિપત્તિમાંજ મનુષ્યનું, ખરૂ મૂલ્ય તો થાય;
કસોટીપર ઘસતાં સદા, સત્ય હેમ પરખાય. ૧૦

અનુભવ મળશે અવનિનો, દેતાં દુઃખનો દડ;
ફરી જોઇને ડગ મૂકે, પડતાં ખાડે પડ. ૧૧.

દુઃખ ન જુએ નિજ દેહ તો, પરદુઃખ જોય ન સોય,
તરુણ ન જાણે વૃદ્ધ જે, દાંતવિના દુઃખ જોય. ૧૨.

ખાય ખતા ચિત ન ધરવે, હરકત જેહ જણાય;
પથરો જોઇ ન ચાલશે, તે જન ઠોકર ખાય. ૧૩.

જાણી જોઈ આપનું, બૂરૂં કોઇ ન ચ્હાય;
દીઠી માખ ગળાય નહિ, અણજાણે જ ગળાય. ૧૪.

શુભ સ્થિતિ પૂંગતાં વાર બહુ, પડતાં વાર લગાર,
ડુંગર ચઢશો મેહેનતે, ઉતરતા નહિ વાર. ૧૫.

સુખમાં રાખ્યું ન જાણશે, દુઃખ જરી જાણે ખર્વ;
જાણે કો ન રમાડિયું, રડાવિયું જન સર્વ.* ૧૬.

દુઃખમાં જ્ઞાની દૃઢ રહે, ઉલટ[1] કર્ગ ન અકળાય;
અધારે કદી ખાય પણ, ગ્રાસ[2] ન નાકે જાય. ૧૭.

પડે હજારો દુઃખ પણ, જ્ઞાની તજે ન ધીર;
દુઃખ હરિશ્ચંદ્રે સહ્યું, રાખી શાંત શરીર. ૧૮.

દુઃખ કદી દેખે નહીં, ઉર સંતોષી આપ;
સમીર[3] વાય નિત જ્યાં શિતળ, ત્યાં શો લાગે તાપ? ૧૯.



* બાળકને જ્યાં સુધી રમાડીએ ત્યાં સુધી કાંઈ જાણતું નથી, પણ તે જરા પણ રડશે તો તુરત સર્વ જાણશે કે ફલાણાએ રડાવ્યું' એવો સુખ ને દુઃખનો મહિમા છે' ૧ ઉલટું; વિપરીત ૨. બુક; કોળિયો ૩ વા; પવન



# સર્વ શાસ્ત્રોનો મર્મ.*

**મનહર–શીઘ્ર.**

આચાર સુશુદ્ધ કરો, વિચાર સુશુદ્ધ કરો,
ઉચ્ચાર સુશુદ્ધ કરો, એજ સર્વ ધર્મ છે;
તનને સુધારો ભાઈ, મનને સુધારો ભાઈ,
આત્માનો ઉધારો[1] કરવાનું એજ કર્મ છે;
પ્રીત થકી એક ચિત્તે પ્રભુતણી ભક્તિ કરો,
એજ ખરૂ માનવીની યોગ્યતાનું ચર્મ છે;
અદલ કહું છું સહુ સાંભળો સાહેબ તમે,
સર્વ શાસ્ત્રતણો માત્ર એજ એક મર્મ[2] છે!

---

* તા. ૧૭–૮–૧૮૯૯. એક જાહેર સભામાં "શાસ્ત્રનાં ફરમાનો" પર ઘણાં ભાષણ પછી ત્યાં એક વિદ્વાન મિત્રની ફરમાસથી નીચેનું કવિત તુરત કર્યું હતું. ૧. ઉદ્ધાર ૨ ભેદ



# દેશાભિમાન.

દોહરા.

આણો સૌ જન ઉરમાં, સ્વદેશનુ અભિમાન[1];
પશુ પણ નિજ વનનું જુઓ, સભાળે સંસ્થાન! ૧.
સપે રહીને સૌ કરો, દેશતણાં દુઃખ દૂર;
હરે તાપની તીવ્રતા, જળ બિંદુઓ જરૂર[2]. ૨.
દિલ દાઝે ત્યાં દેશહિત, ભણ્યાતણો નહિ ભેદ;
અભણ છતાં નિજ છાટ્યો, દેશ શિવાજી સખેદ[3]. ૩.

૧. અહિંયા અભિમાન એટલે ટેક, પ્રીતિ. ૨. જળનાં ટીપાં જો કે ઝીણાં ઝીણાં છે, તથાપિ તે વર્ષામાં સાથે પડવાથી તાપ કાપી શીતળતા પાથરે છે ૩ દેશાભિમાન બહુ ઉચ્ચ વૃત્તિનું છે, શિવાજીને પોતાના નામની સહી કરતા પણ આવડતી નહોતી, પરંતુ પોતાના દેશનાં દુઃખો દેખીને દિલમાં દાઝી મ્લેચ્છ રાજાઓના દાબમાંથી સ્વદેશ છોડવી અમર કીર્તિ મૂકી ગયો છે।

# દેશ ડૂબતો તાર!

પદ.

શૂરપણું સંભાર, કાયરા, શૂરપણું સંભાર. (ટેક)
ધર તરવાર ઉમંગતણી ને, પડ હિંમતથી બ્હાર.—કાયરા. ૧.
મુખ સંતાડી બેસી રહ્યો શું, કર પ્હાડી પોકાર.—કાયરા. ૨.
કેવા શૂર હતા ક્ષત્રીઓ, સ્મર તું તે પળવાર.—કાયરા. ૩.
સ્વદેશની સ્થિતિ શી આજે, થઇ છે તેજ વિચાર.—કાયરા. ૪.
દેશ દિવાળે જ્યાં ત્યાં દેખું, કાટકૂટ આકાર.—કાયરા. ૫
સઘળા ખૂબ પેઠા સંસારે, શોધ ખરો ઝટ સાર.—કાયરા. ૬.
કાપ કૂડી રૂઢી કૂદીને, એ શાકર્ણીને માર.—કાયરા. ૭.
એ ભુંડીએ ઘાણ વાળિયો, એનો તોડજ ભાર.—કાયરા. ૮.
પરદેશીઓ હસી કરીને, ખૂબ નાખે ફિટકાર.—કાયરા. ૯.
શૂરાતન સૌ નાસી ગયું ને, બન્યા બાયલા યાર.—કાયરા. ૧૦.
કુસંપ ને ઇર્ષાએ સઘળો, દેશ પડ્યો દુઃખગાર.—કાયરા. ૧૧.
મોજ શોખના લાલા બનીને, બળહિણ બન્યા અપાર.—કાયરા. ૧૨.
આળસુના રાજા અરદાતા, કર તેને હુશિયાર.—કાયરા. ૧૩.
હિંમતથી સૌ કાઢ કુધારા, એનીજ અંતે હાર.—કાયરા ૧૪.
સ્થીર ડગે આગળ વધ, બન ના કાંચળિયો સરદાર!—કાયરા. ૧૫.
સાહ્ય થશે ઈશ્વર સૌ રીતે, તુજને ઠારોઠાર.—કાયરા. ૧૬.
અદલ ઉમગ ધરીને પ્રેમે, દેશ ડૂબતો તાર!—કાયરા. ૧૭.





# આશ્રય.

દોહરા.

સહાયતાથી સર્વદા, સધાય કામો સાર;
લઇને કરમાં[1] લાકડી, પામે લૂલો પાર. ૧.
જેવો જગ આશ્રય જડે, પામે તેવી પેર;
મ્હેલ શિખર નળિયાં ચઢે, તેજ રકને ઘેર. ૨.
સબળો આશ્રય સાંપડે, તો જગ સૌ જીતાય;
પાંડવ જીત્યા જુદ્ધમાં, કૃષ્ણતણી લઈ સ્હાય. ૩.
મોટાને પડખે પડી, દીન પામે અધિકાર;
પેશ્વાની જુતીં ધરી થયો, સિંધ્યા જાગીરદાર. ૪.
જેના આશ્રયમાં રહો, તેની ખેંચો મ્હેર;
મગર સાથ જળમાં વસી, વસાવવું નહિ વેર. ૫.
મોટાને છોટા જિતે, આશ્રય સબળો એજ;
રવિ પક્ષે રહી ચંદ્ર તો, દાબે ગુરુનું તેજ.[2] ૬.
વિપત સમે પણ જન વડા, શોધે રંકની સહાય;
રાય રકને ઝુંપડે, શત્રુ થકી સંતાય. ૭.
પરસ્થાનકમાં વિચરતાં, પર આશ્રયથી ફાવ;
જળમાં ગાડુ નાવપર, થળમાં ગાડે નાવ. ૮.
અટકે નહીં આશ્રયવિના, વિશ્વતણો વ્યવહાર,
સહો મેધ ને તાપ કયમ, વિણ છાયા આગાર[3]? ૯.

---

૧ હાથમા ૨ ચંદ્ર કરતા ગુરુ-બૃહસ્પતીનો અંગ બહુ મોટો છે; તથાપિ સૂર્યના પક્ષમા રહી (કારણ સૂર્ય ચંદ્રને તેજ આપે છે માટે) ચંદ્ર પ્રકાશિત હોઈ ગુરુનું તેજ દાબી નાખે છે-વધુ ઝળકાટ આપે છે. ૩ ઘર



# "વાવે તેવું પામે."

ચોપાયા છંદ.

જગમાં જન્મ ધરી જન જાશે, સારાં નરસાં કામે;
તેને તો ફળ મળશે તેવું, વાવે તેવું પામે. ૧

ઉલ્લાસે[1] ધનનો ઊપાડ્યો, ખોટો ભારો ખામે[2];
એક પાઇ પુણ્યે ન અપાઈ, વાવે તેવું પામે. ૨

મોટા શેઠવિષે બહુ મ્હાલી, ગવાય ગામે ગામે;
કીધાં શાં પરહિતકર કામો? વાવે તેવું પામે. ૩

ભૂંડા પાપતણા ભર્યો ભારા, પસ્તાશે પરિણામે;
અક્કલ કેમ ન સૂઝી આગળ? વાવે તેવું પામે. ૪

ફંદ કપટ છળભેદ ફાવવા, ઘણા કર્યા ખૂબ ધામે[3];
સારાંની રાખે આશા શી? વાવે તેવું પામે. ૫

જૂઠું વદીને જોડ્યા જોગો, તોડ્યા ઠામે ઠામે;
જશ તેને તો કયાંથી જડશે? વાવે તેવું પામે. ૬

---

૧ કોડે; તરખે ૨ [illegible] ઉપર ૩ પર[illegible]વારી મેહેનત કરીને

દયા તજી કંઇકોને દીધાં, દુઃખ ઘણેરાં દામે;
હાય ન મિથ્યા જાય હજારો, વાવે તેવું પામે. ૭

હરામનું ખાવાને હરનિશ[1], જબરૂં જોરજ જામે;
બળ ઘટતાં તો ટળવળશે બહુ, વાવે તેવું પામે. ૮

સ્વારથ કારણ આ સંસારે, આર્યાં કંઇ કંઇ આમે;
અંતસમે સભારે ઈશને, વાવે તેવું પામે. ૯

ચોરી લબાડી મચે ચિત્તમાં, સદા ભમે સુખ-સ્થામે[2];
ધન તન જશ સૌ જાય ધરાતાં, વાવે તેવું પામે. ૧૦

દેખી પરસુખ દિલમાં દાઝે, વપુ[3] ન રહે વિશ્રામે;
હરનિશ તેને અંગે હોળી, વાવે તેવું પામે. ૧૧

જુલમ કરી જગમાં સૌ જનપર, હરખાયો નિજ હામે;
પળમાં લાગ મળ્યે પછડાશે, વાવે તેવું પામે. ૧૨

સારૂં કહેતાં સરસું સૂઝે, નરસું નરસાં નામે;
નરસાથી સરસું મળશે નહિ, વાવે તેવું પામે. ૧૩

મુઠી માર્યે મુઠી મળશે, સલામ તો સુસલામે;
પુકાર જેવો તેવો પડઘો, વાવે તેવું પામે. ૧૪

જેવાં કર્મ કરે તેવી જન, ધન મળે ઈશધામે;
અદલ જગતમાં જાણો જેવું, વાવે તેવું પામે. ૧૫

---

૧ હમેશ ૨. ઠાળે નોટે ૩ શરીર.



# ભૂલ.

દોહરા.

ભૂલવિનાનું વિશ્વમાં, કદી જુઓ નહિ કોય;
સેલડીનો સાંઠો કદી, આખો ગળ્યો ન હોય. ૧

ભૂલથકી તો ભવ્ય છે, મનુષ્યનું કર્ત્તવ્ય;
દેખી દેખી ડગ મૂકી, દક્ષિણ ચાલે સવ્ય ૨

પોતે સુધરીને પછી, ભાખ બીજાની ભૂલ;
"શુદ્ધ" બોલતાં બોબડો, "સુસુસૂ" કરે સમૂળ[1]!! ૩



૧. બોબડો બીજાની ભૂલ સુધારીને કહે છે કે "તુ શુદ્ધ બોલ," પણ એ "શુદ્ધ" શબ્દ તો તેનાથીજ બોલાતો નથી અને તેજ "સુસુસૂ" કરે છે



# એક શુભ લગ્નનો સમારંભ.

ઝૂલણા છંદ.

ધન્ય રે ધન્ય આ દિવસ છે આજનો,
ધન્ય રે ધન્ય ઘડી શુભ ધજાની;
સૂખનો સાજ સુસમાજમાં શોભતો,
લોભતો લખવસા[1] મનમાની;
ચોપથી ચાલતા, ખૂશીમાં મ્હાલતા,
હાલતા કૈંક આનંદ ભેરે;
અશ્વની ગાડીઓ ખમખમી દોડતી,
નવનવા નાદ રંગે ઉમેરે. ૧

હરખથી હોંશમાં, પ્રેમના જોશમાં,
મૂખ મલકાવતા કૈંક દીસે;
કૈંક તો રંગ ને રાગમાંહી રમી,
અંગ ઊમંગ દાખે[2] અતીસે;

૧. લક્ષવસા. ૨ દેખાડે.

કેક તો પ્રેમથી પૂછતા લાવતા,
  ઠામઠામે છબીલા છવાઈ;
રગરગે એમ આનંદ વ્યાપ્યો રૂડો,
  ધન્ય છાપ્યો ભલો છાપ ભાઈ! ૨

એ શું આજે દિસે લગ્નનો દિવસ કે,
  એ શું આજે પતેતી નિહાળી?
કે ભલી ખ્રિસ્તિ નાતાલ બહુ ધમધમે,
  કે કહો આજ શું છે દિવાળી?
ગીત શુભ ગાજતાં, વાજ ધૅમ વાજતાં,
  નાદથી નભ[1] રહ્યું હળમળીને;
ઇંદ્ર પણ સર્વ દરબાર સાથે જુએ,
  શોર એ થાય ક્યાં ખળખળીને! ૩

લગ્નનુ આ શું સાજન ભરાયું ભલુ,
  કે ફિરસ્તાતણી મડળી છે?
કે સભા ઇંદ્રની પૂર નિજ આબમાં,
  શું અહીં આજ ભેગી મળી છે?
સર્વ આ ઠામ સાથે મળ્યા પ્રીતથી,
  કામ ઉત્તમ ઘણુ આજ કરવા,
સર્વ સાથે મળ્યા પ્રીતથી હીતથી,
  સરસ આશિષ વેણો ઉચરવા. ૪

ધન્ય રે ધન્ય વરરાજ જીવો ઘણુ,
  રાય ને રત્ન આ મડળીના!

૧ આકાશ.

ઈશ દીર્ઘાયુ[1] પ્રેમે કરે તમતણું,
પ્રીતથી પાય પ્યાલા અમીના[2];
જ્યાં સુધી સૂર્ય ને ચંદ્ર નભમાં તપે,
જ્યાં સુધી સાગરે પાણી છલકે,
ત્યાં સુધી નેક તમ જોડ કાયમ રહો,
વધુવધૂ તેજ દિનદીન ચલકે! ૫

શતસહસ્રો ઘણાં વર્ષ જીવી જુગલ,
સકળ સંસારનું સૂખ પામો;
પ્યારથી, કારથી, ચિત્તથી, રીતથી,
જગવિષે ચાલી જશ ખૂબ જામો;
સૃષ્ટિમાં તમતણા દુષ્ટ સૌ શત્રુ જે,
તિમિરની ખાડમાં ઈશ નાખો;
તનથકી મનથકી ધનથકી નિત્ય તમ,
પુષ્ટ રહી સૂખનો સ્વાદ ચાખો! ૬

રે ફિરસ્તા તમો સર્વ ભેગા મળો!
રે મળો આજ સૌ ગત સાથે!
સર્વ આકાશી વસ્તુ નવિન રંગમાં,
આવી ઊભી રહો એલ માથે!
પક્ષિઓ! પ્રાણિઓ! સર્વ સાથે મળી,
એ નવિન જોડ ચોપાસ આવો!
સર્વ ભેગા અદલ અચલ આશિષ દ્યો,
"જુગ જુગો જીવી ટયો સર્વ લ્હાવો"! ૭

૧ લાંબુ આયુષ્ય ૨ અમૃતના

દોહરા.

લાભ લઈ શુભ લગ્નનો, પામો સુખનો સાજ;
ખુશી ખુશાલીમાં ખિલી, કરો જુગલ શુભ કાજ. ૮

સુખદ વદન સહ સદનમાં, વધો ગાજ ને વાજ;
અરદેશર આમોદથી, અરપે આશિષ આજ! ૯



# લોભ.

દોહરા.

લોભે જન શોભે નહીં, લોભ ત્યહાં નહિ લાજ;
સતી ન ગુણકા સહ રહે, જળ નહિ ત્યાં નહિ જહાજ. ૧.

સદ્ગુણ સઘળા લોભથી, વિનાશ પામે પૂર;
ભાંગેલાં વાસણ થકી, જળ તો વહે જરૂર. ૨.

લોભી જન લાલચવિષે, પાછુ ફરી ન જોય;
ધોધમાર આગળ ધસે, જેમ રેલનું તોય[1]. ૩.

નાશ કરે નિજનો નકી, લાલચમાં લપટાઈ;
મૂષક[2] લાલચથી મરે, છટકામાં સપડાઈ. ૪.

લોભી વધુ લેવા જતાં, ખોય બધું જે હોય;
વ્યાજથકી નાણું ન લઈ, પછી સમૂળો રોય. ૫.

લોભ ન ધારે યોગ્ય તો, જન્મ્યો ત્યાં મર્યો જાય;
સત્કીર્તિ ક્યમ સગ્રહે, ઊગ્યો ત્યાં સૂકાય. ૬.

દુષ્કર્મ કર્દા કાવતાં, પીડાય લોભે પુર;
ચોર કરી પકડાઈને, ફાંસી જાય જરૂર. ૭.

---

૧. પાણી  ૨. ઉંદર.

લોભી ધન ઢગલો કરી, અંતે મરતો રોઈ;
મરતાં મહમુદ ગજનવી, રડ્યો ખજાનો જોઈ. ૮.

'લોભ પાપનુ મૂળ છે, લોભે લક્ષણ જાય;'
લોભે જુઓ નપોલિયન, કેદ પડી પસ્તાય. ૯.





# વખત.

વખત પ્રયાણ[1] કરે આતિ, વખત ન પાછો થાય;
તીર છુટેલ ધનુષ્યથી, મનુષ્યથી ન ધરાય. ૧.

વખત ઉડાવ નહીં જરા, જો જીવનને ચાય;
નક્કી વખતની પ્રકૃતિથી, જીવન બન્યું જણાય[2]. ૨.

પગ નહિ દીસે વખતને, કે નહિ કાંઈ અવાજ;
પણ નિજ પાછળ ખેંચતો, કોટો પગ જગકાજ.[3] ૩.

વખત કરે તે કોઈ નહિ, વખત ઝપાટે વાય,
રાવણ સરખા રાય તે, રોળાયા રણમાંય. ૪.

૧. મુસાફરી ૨ આપણી જીંદગી વખતની જ પ્રકૃતિથી બનેલી છે,—એજ વખતમા જન્મી, એજ વખતમા સારા નરસાં કામ કરી, એજ વખતમાં આખી જીંદગી ગાળી, એજ વખતમા આપણે પાછા ચાલ્યા જઈએ છિયે. ૩. જગતને માટે; આ જગતના વિધવિધ રંગો દેખાડવામાટે

વખતે તોડ્યા કેકના, દમામ ને વળી દોર,
જુઓ મરાઠા મોગલો, સૂતા વખતની ઘોર. ૫.

વખત કરાવે યાદ ને, વખત ભૂલાવે વાત;
દીવાળી વીત્યા પછી, સ્મરે હોળીની રાત. ૬.

વખતે સર્વ વણાય ને, વખતે સર્વ હણાય,
કળી ખિલી ને ફૂલ થઈ, ફરી કરમાઈ જાય. ૭.

શ્રેષ્ઠ ભાગ જન જીવિતનો, તો તારુણ્ય[1] ગણાય,
ફૂલ શુભ રંગ સુગંધ દે, પૂર બ્હારમાં થાય. ૮.

વ્યર્થ ખુઓ નહિ વખત જે, સરે સ્હેજમાં કામ,
કહો ભાઈ શું કીધેંને, મૂકો કોશનો ઠામ? ૯.

વખત વિતે ઇચ્છિત મળે, પછી કરે શું પડ?
ભૂખ ગયે ભોજન કશું, કામળ શી ગઈ ટાઢ? ૧૦.

સાચી જૂઠી વાતપર, પાડે વખત પ્રકાશ,
રાતે અથડાયાતણો, દિવસે મળશે ભાસ. ૧૧.

વખત વખતની છાંયડી, વખત વખતને ખાય,
જુઓ ઉનાળો આવતા, નીર ભર્યાં સૂકાય ૧૨

૧. જોબન, જુવાની

આવે કાંઠો જીવનનો, નહીં વખતનો નેટ;
વખત મપાય ન કોઈથી, વખત માપતો ઠેઠ* ! ૧૩.



* વખત કોઈથી માપી શકાતો નથી–તેને માપતા માપતા તો પોતેજ મરી જાય છે વખતને માપવા જતા પોતાનુંજ માપ થાય છે, કે આ આટલાં વર્ષ રહ્યો ! એવો વખત સબળ છે



# દુઃખમાં કોણ ડૂબ્યો ?

છપય છંદ.

ડૂબ્યો તે દુઃખમાંય, કરજ જેને શિર કારી,
ડૂબ્યો તે દુઃખમાંય, નીચ જેની ઘરનારી;
ડૂબ્યો તે દુઃખમાંય, દેહ પરવશ જે પડિયો,
ડૂબ્યો તે દુઃખમાંય, અસંતોષે આથડિયો;
વળી ડૂબ્યો તે જન દુઃખમાં, જેનો પૂત્ર કપૂત છે;
તે અદલ ખરો દુઃખમાં ડૂબ્યો, આશ ન જ્યાં ફળિભૂત છે. ૧

દુખિયો નિર્ધન અધિર, દુઃખિયો અપજશ ઓઢે,
દુખિયો ચિંતાતૂર, દુઃખિયો પરઘર પોઢે;
દુખિયો ન્યાતિભ્રષ્ટ, દુઃખિયો પ્રેમ-વિજોગી,
દુખિયો કૃપણ સદાય, દુઃખિયો દેહે રોગી;
વળી દુખિયો કુસપી ઘરધણી, દુખિયો જે મેણાં સહે;
દુનિયામાં દુખિયો અદલ જે, પરગજુ દિનદાઝે[1] દહે.[2] ૨.

---

૧. ગરીબની દાઝથી ૨ બળે



# "ફાટ્યામાં પગ ઘાલે."

ચોપાયા છંદ.

દિલમા સબળાથી રહે ડરતો, કષ્ટ ન દે કો કાલે,
ગરીબપર જ બહુ જાય ગાજવા, ફાટ્યામાં પગ ઘાલે. ૧.

જ્યા પોચુ દીઠુ ત્યા જઇને, માથુ મારી મ્હાલે,
જાય ન પથ્થર સાથે જંગે, ફાટ્યામા પગ ઘાલે. ૨.

અબુધ અને જે હોય ઓલિયો, ખરૂ ખોટું નહિ ખ્યાલે;
ઠગવા તેને જાય ઠગારો, ફાટ્યામા પગ ઘાલે. ૩.

દુ:ખી હોય સદા જે દેહે, કષ્ટ થકી કટાળે,
દુષ્ટ જાય તેને નિત દમવા, ફાટ્યામાં પગ ઘાલે ૪.

તારી મારી કરે ન તલપૂર, જે ન પડે જંજાલે,
નિર્લજ તેને જઇને નડશે, ફાટ્યામાં પગ ઘાલે. ૫

બોલ્યાવિણુ મૂગો બેસીને, આપ સદા સભાળે,
તેપર મૂકે વદા તો'મતો, ફાટ્યામા પગ ઘાલે ૬.

દેખે સબળો દુર્ગુણવાળો, તોય ન બોલે તાલે;
ફ્હેર અબળપર રહેજે કરશે, ફાટ્યામાં પગ ઘાલે. ૭.

બળવતો જ્યાં છે બેઠેલો, ચરણો ત્યાં નવ ચાલે;
રાંક જોઇને જાય રગડવા, ફાટ્યામાં પગ ઘાલે. ૮.

વાઘ હરામી જોઇ વિશેષે, પકડી તે નહિ પાળે;
હાથી પકડી કામ કરાવે, ફાટ્યામાં પગ ઘાલે. ૯.

જોરાવર આગળ નિજ જીભડી, ખુખાં કરતાં ખાળે,[1]
નિર્બળને ગાળો દે નવસેં, ફાટ્યામાં પગ ઘાલે. ૧૦.

લૂટી માલ ગરીબનો લેશે, વિધવિધ રીતે વ્હાલે;
જશે ન લડવા જબરા જોડે, ફાટ્યામાં પગ ઘાલે. ૧૧.

મરતાં કહીં નહિ મોટા માટે, વદવા મુખને વાળે;
નિંદે ગરીબોને ખળ નિશદિન, ફાટ્યામાં પગ ઘાલે. ૧૨.

દુબળુ ઢોર બગે દેખીને, ખરે વળગશે આલે;[2]
માતેલાં પર જાય ન મચવા, ફાટ્યામાં પગ ઘાલે. ૧૩.

સબળા પર તો શસ્ત્ર સજે નહિ, જડ અબળાને ઝાલે;
અદલ જુઓ મોટું શું એમાં, ફાટ્યામાં પગ ઘાલે! ૧૪.

---

૧ અટકાવે ૨ ચામડીપર

# જીભ.

દોહરા.

જીભ બેસાડે ગાદીએ, જીભ ખવાડે માર;
'શઠ'[1] નો 'શેઠ' કહે રિઝે, ખીજે 'નર'ની 'નાર'. ૧.

નથી જીભને હાડકું, નથી જીભને ખાડ;
વિના અડચણે વ્હાલથી, લટપટ કરતી લાડ. ૨.

રસના[2] જો વશ રાખોં તો, એ જેવી ન અમીર;
શિર તું મુખને વારજે, મુખ ભગાવે શીર! ૩.

નિશદિન બકબક જે કરે, કરે ન લેશ વિચાર;
સ્વાદસહિત પીએ નહીં, કેફ સદા કરનાર. ૪.

જ્યાં ઉસ્તાદ મળે ખરો, ચાલે જોર ન જીભ;
વરૂ ખરો ગાડર[3] ઉપર, વાઘ સમીપ ગરીબ. ૫.

જ્ઞાન પૂરૂં ગ્રહવા વિના, વાદ કીધે જશ હાણ;
જો બાકોરૂં હોય તો, દરિયે ડૂબે વ્હાણ. ૬.

કૈંક જનો જૂદુ કહે, કરે જૂદું વળી અંત;
બતાવવા ને ચાવવા, ગજના[4] જૂદા દંત. ૭.

કહેવું તો સ્હેલું ઘણું, કરવું બહુ મુશ્કેલ;
મેઘ ઘણો ગાજે છતાં, વરસે ત્યારે ઉેલ. ૮.

---

૧ નામો. બખીલ, દુષ્ટ. ૨ જીભ ૩ ઘેટું ૪ હાથી

# કવીશ્વર દલપતરામનું શોકજનક મૃત્યુ.

ઈંદ્રવિજય છંદ.

વાદળો આવ્યાં ચઢી ગગને
  અતિ નાદથકી અંધકાર તણાયો!
હાય ગયો દલપત્ત ઉઠી,
  કવિરાય તણા ગમમાં ગરકાયો;
ખેદ અપાર થયોજ અભેદક,
  ખેદ વિષે અતિશે ભરમાયો,
શોક થકી ઉચરે અરદેશર,
  રે દલપત્ત તું કેમ રિસાયો! ૧

સવત ચક્ર મુની વસુ ભૂમિ,
  મહા શુદ સાતમ જન્મ ધર્યો છે,
ધન્ય ઘડી શુભ તેહવિષે
  જવ જન્મ ધરી ઉપકાર કર્યો છે!
જ્ઞાન અશેષ ગુમાન ન લેશ,
  સ્વદેશ દિવાકર સત્ય ઠર્યો છે!
દેહ ધરી અરદેશર કે'
  શુભ કર્મથી પાર કવિ ઉતર્યો છે. ૨

શ્હેર રૂડાં વઢવાણ વિષે
  ઈશ મ્હેરથકી ખુબ લ્હેર સુવ્યાપી,

જન્મ ધરી દલપત્ત કવિ
  નિજ જન્મ ભૂમિ નિજ સાથ સુથાપી;
કાર્બસ તુલ્ય ફરયા નર મોહિત,
  મુલ્ય કરી કવિતું ખુબ આપી,
ઓ દલપત્ત ! શું ગાય ગુણો,
  અરદેશર તુલ્ય હજાર કદાપી ! ૩

કોઈક શોક ધરી મનમાં અતિ,
  તાતની વાત થકી ઉર ચીરે;
કોઈક થાય ઉદાસ અતી,
  નિજ ભ્રાત તજ્યાથકી દીલ અધીરે;
કોઇક ખિન્ન થશે દિલમાં,
  નિજ ગુરુ ગયાથી ભરી ચખ નીરે;
જ્ઞાન અરૂણ કવિ દલપત્ત
  ગયા થકી સૌ ગુજરાત દુઃખી રે ! ૪

સવત વેદ શરો ખંડ ચંદર,
  ચૈત્ર શુદી બીજ છે દુખદાઈ,
દેહ મુકયો વડતાલ વિષે,
  હડતાલ પડી કવિમાંહિ જણાઈ;
સ્વર્ગવિષે નિજ વાસ કર્યો,
  મુજ આશ મળ્યાનો વિચાર્યો ન કાંઈ,
રે દલપત્ત કહે અરદેશર,
  આશ રહી મનની મનમાંહી ! ૫

વાંચો પ્રબોધક કાવ્ય સુશોભિત,
  લોભિત તો મન મેર્યો સુકયારો,

ચિત્ર વિચિત્ર દિયે ગુણદાયક,
લાયક વાયકનો શુભ ભારો;
અંકિત સદ્ગુણ વસ્ત્ર સુશોહન,
મોહન મોહન ગી ગ્રહનારો,
ગીત સુ ગાય રૂડાં અરદેશિર,
હીર કવીશ્વરના સુવિચારો. ૬

દોહરા.

છત્રપ્રબંધઃ– { કવિવિણ ચળવળ સરવ ઉર, દિલ અતિ ગદગદ ઠામ;
કિરતિ અમર કુલ જગત કરિ, કવિવર દલપતરામ. ૭

ઓ ઈશ તુજ ઇચ્છાથકી, કોઈ દુર નવ જાય;
સ્વર્ગધામ કવિ મોકલ્યા, કશો ન અમ ઉપાય. ૮
ભલે ગયા અમ છોડીને, શીતળ છાંટો નીર;
ઉરથી ઇચ્છે એટલું, અધીર અરદેશીર. ૯

છત્રપ્રબંધ દોહરો.





# "સદા સુખી નહિ કોય."

દોહરા.

સુખદુ:ખકેરાં સાલમાં, પૃથ્વી પગ નિજ પ્રોય;
આ સસારે અવતરી, સદા સુખી નહિ કોય. ૧

અર્ધ દિવસ અવનીઉપર, સૂરજ સુંદર સ્હોય;
પછી અંધારામાં પડે, સદા સુખી નહિ કોય. ૨

કોઈ દિવસ વળી કંઠમાં, હાર હીરાના હોય;
કો દિન મળે ન દોરડી, સદા સુખી નહિ કોય. ૩

આજે અલબેલો બને, જગ જશવંતો જોય;
કાલે જશના કાંકરા, સદા સુખી નહિ કોય. ૪

આજે બેસે પાલખા, સુખ દેખી સૌ મ્હોય;
કાલે કરશે કાસદુ, સદા સુખી નહિ કોય. ૫

અમૃતપાન મળે કદી, કદી મળે નહિ તોય;[1]
ભૂખ્યો ભોજનવિણ કદી, સદા સુખી નહિ કોય. ૬

૧ પાણી

હસે રમે બહુ હોંસથી, નામ પિયાનું નોંય;
રડતો કાલે રાંકડો, સદા સુખી નહિ કોય. ૭

વાડી બંગલામાં વસે, સેવે જગલ સોય;[1]
શોક ન ધરશો સજ્જનો, સદા સુખી નહિ કોય. ૮

છત્ર પલગે પોઢતા, પડતા ભીની ભોય;
ચઢતી પડતી ચાલતી, સદા સુખી નહિ કોય. ૯

ભરતી આવી સાગરે, ધરણી[2]નો તટ[3] ધોય;
કાદવ કચરો ઓટમાં, સદા સુખી નહિ કોય. ૧૦

આજે લાભ અધિક મળે, ખોટે કાલે ખોય,
અરદેશર આ અવનિમાં, સદા સુખી નહિ કોય. ૧૧



૧. તે ૨ પૃથ્વી, જમીન ૩ કિનારા



# "ગર્વ તણું ઘર ખાલી."

ચોપાયા છંદ.

છાતી કાઢી છકમાં ડોળે, ભવાં ચઢાવી ચાલી;
અરે ભાઇ શિદ થાય ઉતાપી, ગર્વતણું ઘર ખાલી. ૧

ડોક ખડી રાખીને હિંડે, કરી ઠકરાઈ ઠાલી.
કરે ફાંકડો થઇને ફોગટ, ગર્વતણું ઘર ખાલી. ૨

ગણકારે નહિ કો'ને ગરવે, નિજને ઊંચ નિહાળી;
નીચુ જોવું પડશે નિશ્ચે, ગર્વતણું ઘર ખાલી. ૩

ફાંકા ફોગટ મારે ફૂલ્યો, હર વાતે કર ઘાલી,
અર્થ સરે નહિ તોયે એંડે, ગર્વતણું ઘર ખાલી. ૪

ભૂંડા નિજ આગળ સહુ ભાસે, ભલો આપને ભાળી;
ગાંડો ગર્દભ આપ ગણાશે, ગર્વતણું ઘર ખાલી. ૫

અક્કડ થઇને ચાલે અલગો, મગરૂબીમાં મ્હાલી,
ફિટફિટ કહી સૌ કોલી ખાશે, ગર્વતણુ ઘર ખાલી. ૬

શાંત થઈ કહી વાત ન સૂણે, અતિશય ઉર ઉકાળી,
પણ પળમા પડશે ભૂ પડે, ગર્વતણુ ઘર ખાલી. ૭

માન ઘણું માગે છે મિથ્યા, તત્ર પડે છે તાળી;
માન નહીં, અપમાન મેળવે, ગર્વતણું ઘર ખાલી. ૮

હિત અનહિત નહિ જુએ કોયનું, ઝાંઝ ઘણેરી ઝાલી;
અંતે ખાડે પડી અકળાશે, ગર્વતણું ઘર ખાલી. ૯

રાવણુ દુર્યોધન સમ રાણા, ચાલ ભારી ભમરાળી;
ગર્વ કરી રણમાં રોળાયા, ગર્વતણું ઘર ખાલી. ૧૦

લક્ષપતી જે હતા શેઠિયા, સૂતા સેજ સુખાળી;
ક્ષણમાં ખાખી બન્યા બિચારા, ગર્વતણું ઘર ખાલી. ૧૧

ગર્વથકી ગૌરવ વધશે નહિ, ઘટે લાજ સુખ-લાલી;
ગર્વ કરી કો સુખી થયો નવ, ગર્વતણું ઘર ખાલી. ૧૨

માટે મમત મુકી રે નાખો, બૂરી એ રીત બાળી;
અરદેશર કે' ધરો નમ્રતા, ગર્વતણું ઘર ખાલી! ૧૩





# પ્રેમ.

દોહરા.

અસારે વર[1] સર્વેથી, પ્રેમ પિયુષનું[2] પાન,
પ્રેમ જિતે પરમેશને, નાખી તીવ્ર નિશાન. ૧

પ્રેમ સબળ છે પૃથ્વીમાં, સબળ અબળ થઈ જાય;
ભ્રમર કાષ્ટને ભેદશે, કમળ નહીં ભેદાય. ૨

ભલે હોય બહુ દૂર પણ, પ્રેમી પાસે જોય;
પાણીમા પોયણ વસે, પણ ચન્દ્રે ચિત્ત પ્રોય. ૩

પ્રેમી પ્રેમના પાશમાં[3], પૂર બધાશે ઠામ,
જેમ ગાય બધન પડે, કસાઇને મૂકામ. ૪

રમત ગમત તે શું કરે, પ્રેમી અન્ય[4] ન ન્હાય;
આખો પર્વત જ્યાં બળે, અજળી[5] જળે બુઝાય? ૫

પ્રેમી રસ લે પ્રેમમાં, અરસિક જુએ ન એમ;
અન્ય નહીં ઉર આણશે, સ્વાદ સ્વપ્નનો જેમ. ૬

---

૧. શ્રેષ્ઠ ૨ અમૃત ૩ જાળ, બધન, ફાસો ૪ બીજુ ૫ હાથનો ખોબો

એક ધરે જ્યાં પ્રેમ ત્યાં, બીજાને દુઃખ ભાસ;
ચકવો ખુશ સૂર્યોદયે, ચકોર થાય ઉદાસ. ૭

પ્રેમી નહિ પ્રીછે[1] કદી, ગુણ અવગુણની વાત;
અફિણ ખાઇ અમલી[2] ગણે, અવગુણ નહિ સાક્ષાત. ૮

દુઃખ દે પણ સુખ દેખશે, વસતું જેમાં વ્હાલ;
રાતે કમળ બિડાય પણ, ભ્રમર તજે નહિ ખ્યાલ. ૯

દીપ[3] ધરે નહિ દાઝ પણ, પ્રેમ તજે ન પતંગ;
આસપાસ અકળાઇને, અંતે અરપે અંગ. ૧૦

પડે ન જો દુઃખ પ્રેમમાં, મધુરસ[4] નહિ વધુ જોય;
તાપ ખાઈ પાક્યાવિના, કેરી ખાટી હોય ૧૧

પ્રેમવિષે જો ભય નહી, તો બહુ સ્વાદ ન તન;
લાગે ફીકું લવણ[5]વિણ, ઉત્તમ રાંધ્યું અન્ન. ૧૨

યત્ને પ્રેમ છુપાવતાં, વધે હૃદયની ઝાળ;
અગ્નિ વસ્ત્રમાં ઢાંકતાં, બાળે વસ્ત્ર વિશાળ. ૧૩

દુઃખ જેમ વધુ દેખશે, ગાઢ[6] બને વધુ પ્રેમ;
તાપ જેમ અદકો પડે, ઠડ ગમે વધુ તેમ. ૧૪

હલકા જનનો પ્રેમ તો, દુઃખમાં નકી દબાય;
તળાવનું જળ તાપથી, જરૂર ઘટતું જાય. ૧૫

---

૧. જાણે ૨ અફીણી; વ્યસની; કેફી. ૩ દીવો. ૪ મીઠી મજા;
અ ૫ લૂણ, મીઠું ૬ ઘાટું મજબૂત

પ્રીત રીત પ્રીછે ન તો, પ્રીત વસાવી વ્યર્થ;
વેદ ભણ્યા શા કામના, અતર ગણ્યા ન અર્થ? ૧૬

કપટ, સ્વાર્થ, કટુ વચનથી, પ્રેમ પલકમાં જાય;
ઘાસ અગ્નિ ચિંગારીથી, ખાખ બળીને થાય. ૧૭

પ્રેમ કરે પ્રભુનો સદા, તોય ન સત ધરાય;
નિત્ય મચ્છ જળમા રહે, તૃષા ન તોય છિપાય. ૧૮

પ્રેમ બાંધવો સુલભ[1] છે, ટકાવતાં બહુ કષ્ટ;
નાજુક થાળી કાચની, થાય સહેજે નષ્ટ[2]. ૧૯



૧, સેહેલુ; સેહેલથી બંધાય-મળે એવુ ૨ ભાગેલુ, તૂટેલુ



# "રવિતણો તડકો દેખાય મધ્ય રાતમાં!"

**મનહર છંદ.**

કૃષ્ણપક્ષ[1] આઠમને દિને સૂર્ય સાંજસમે,
અસ્ત થૈ ગયો પોતાનાં પશ્ચિમનાં પાતમાં[2],
ચકવો કમળ ચિત્તે વિશેષ વિલાપ કરે,
ભલાં સમજાવ્યાં સમજે ન ભાતભાતમાં;
મધ્યરાત થતાં પૂર્વે ચંદ્ર ઊગી ઊંચો આવ્યો,
શીતળ પ્રકાશ તેનો વરણવ્યો વાતમાં;—
"વ્હાલાં ધીર ધરી જુઓ! ચારૂ[3] કેવો ચંદ્રવિષે
'રવિતણો તડકો દેખાય મધ્યરાતમાં!'"



૧. વદ ૨. ઘરમાં, સ્થાનમાં ૩. સુંદર



# રૂડી સ્ત્રી.

ઇંદ્રવિજય છંદ.

ભૂષણ આ ભવનું ગણ નિશ્ચય,
    સુંદર ને સતિ નાર ઠરે છે,
પાળીં પતિવ્રત તેહ નિરંતર,
    અંતરમાં શુભ નેમ ધરે છે;
સદગુણનો શણગાર સુશોભન,
    મોહન મોહન વાત કરે છે,
કથતણીજ ખરી સદભાગણ,
    આંગણમાં નિત રાગ ખરે છે. ૧

મનહર છંદ.

લક્ષ દઈ સાંભળે જે ડાપણની વાત સદા.
સત્યતાના નિયમને ઉર રાખે કોતરી;
શણગાર સજી સદગુણતણો તે સદાય,
અવગુણ સ્નેહ સાથે રાખે અળગા કરી;

દીસે હસતું વદન[1] સદન[2] સદા શોભાવે,
કોઈ દિન દિલ ન દુખાવે કંથનું જરી;
અદલ વિચારે એજ નારે પતિવ્રત પાળ્યું,
ધન્ય ખરે જગ એને એજ પાર ઉતરી. ૨

પતિવ્રત પાળ્યું જે પ્રેમદાએ પ્રીતે કરીને,
એજ તેજ સુંદર વદનને દીપાવશે;
ગુલાબતણું ફૂલ કદાપિ કરમાઈ જાય,
તથાપિ તેની મધૂર સુગંધ સુહાવશે;
પતિનું ચહાય હીત, પતિમાંજ ધારે પ્રીત,
અંતરમાં આડો કદી વિચાર ન લાવશે;
અદલ કહું છું ખરે ધન્ય એજ સુંદરીને,
એજ વામા વિશ્વવિષે કિંમત અકાવશે. ૩

નિત્ય નમ્રતાઈ નિજ અંગવિષે રાખી ચાલે,
મીઠાં મીઠાં મધુર વચન વળી બોલશે;
અંગમાં ઉમંગ ધરી આળસને દૂર કરે,
સારી માઠી વાત તે તો ઝટ દઈ તોલશે;
આજ્ઞા સર્વે કંથતણી ધર્મ ગણી શીર ધરે,
કંથતણી વાત કોઈ પાસ નહિ ખોલશે;
સસારે એ નારી નિજ પતિને રીઝાવે ભારી,
એજ હૈયું પતિતણું પ્રેમથી હિંચોળશે. ૪

કપટ ધરે ન લેશ, લપટ ભરે હમેશ,
બેશ ઉપદેશ સુણે, ભલીજ ભણાય છે;

૧. મુખ. ૨. ઘેર.

સુખમાં લગાર ન ફૂલાઇ કે ભૂલાઈ જાય,
દુઃખમાં સંતોષી ને ધીરવંત ગણાય છે;
કોમળ વચને પતિતણી ચિંતા તે ઘટાડે,
વસુધાવિષે વનિતા એજ વખણાય છે;
અદલ સંસારે દુઃખ વેઠે પતિસંગ પણ,
ધન્ય નાર જે બહાર રોતી ન જણાય છે! ૫

મળી જેને નારી સારી, ભાગ્ય ઊઠયાં તેનાં ભારી,
સત્ય ધારી લ્યો વિચારી પ્યારી પ્યારી લાગશે;
જેહ પતિને ખરી સુંદરી એવી મળી હોય,
ખરો ભવ સુખી એના સૂતા જોગ જાગશે;
એવી માને ઘેર અવતાર લીધો જેહ પુત્રે,
ખરો ભાગ્યશાળી એનાં દુઃખ સર્વ ત્યાગશે,
અદલ કહુ છુ સહુ સાંભળો સાહેબ તમે,
સૃષ્ટિવિષે એવી રંભા સર્વ કોઈ માગશે. ૬





# ભલાઈ.

મનહર છંદ.

સોનું નહિ ઝાંખું પડે, સિસમ કદી ન સડે,
હીરાતણો ચળકાટ કાચ ન બતાવશે;
જેણે કીધેલાં મધૂર, મિઠ્ઠાં ભોજનો પૂર,
તેને કદી કેમ કટુ સ્વાદ તુષ્ટિ લાવશે?
કસ્તૂરી સુવાસ શ્રેષ્ઠ, છેજ હિંગ વાસ નેષ્ઠ,
મોઘરાનો મેહકાટ કોચ્ય ન ધરાવશે,
અદલ હજાર સુખ દુઃખમાં દબાય પણ,
ભલાને ભલાઈ શિવા અન્ય તો ન ભાવશે. ૧

ઈંદ્રવિજય છંદ.

હોય કદી વિદ્વાન[1] મહાન,
પ્રધાન સમાન ગુમાનથી ફૂલે;
હોય કદી સરદાર વરો,
સરકારતણા અધિકારથી ઝૂલે;
હોય કદી ધનવંત, નિરંતર
અંતર શ્રી[2] મહિ ખંતથી ફૂલે;
દામ દમામ તમામ કરે પણ
એક ભલાઈવિના નર ચૂલે! ૨

૧ વિદ્વાન. ૨ પૈસો, લક્ષ્મી



# "અક્કલનો એ અંધો !"

ચોપાયા છંદ.

ઈશ્વરને આરાધે નહિ જે, જાય કદી દિન સધો;
રમત ગમત ને ખટપટમાં રૂહે, અક્કલનો એ અધો. ૧

વિધવિધ રીતે વલખાં મારી, ધારશે કરવા ધધો;
હિત જનનુ મનમાં નવ ધારે, અક્કલનો એ અધો. ૨

પેટ કાજ બહુ વેઠ કરે ને, સહે ભાર બહુ રકધો,
રૂડાં કામમાં હાથ ન આપે, અક્કલનો એ અધો. ૩

ભિક્ષુકને નહિ પાઇ બતાવે, ધૂતી જાયજ ખધો,
શુભ રસ્તે ધન વાવરશે નહિ, અક્કલનો એ અધો ૪

નીતિના પથો તજી, વાંચે પ્રિતે અનીતિ પ્રબધો,
શુપથ છોડી આડો ચાલે, અક્કલનો એ અધો. ૫

સુવાસની સોડમ મૂકીને, ગમાર લે દુરગંધો,
સત્ય તજીને જૂઠું વદશે, અક્કલનો એ અંધો. ૬

જર જશ લેવા શુભ રસ્તો તજી, ફોકટ કીધા ફંદો,
ભૂંડો થઈ શિર અપજશ વ્હોર્યો, અક્કલનો એ અંધો ૭

ફાગ ફટાણામા રસ લીધો, વાચે નહિ શુભ છંદો,
વ્યસની વ્યભિચારી બહુ બનિયો, અક્કલનો એ અંધો ૮

સુઘડતા શરીરે નહિ રાખે, ગુણહીણો રહે ગંદો,
અંગે રોગ થતાં અકળાશે, અક્કલનો એ અંધો ૯

સજ્જન તણી સભામા જાય ન; વિચરે નિર્લજ વૃંદો,
અદ્દલ જુઓ આ જન્મ ગુમાવ્યો, અક્કલનો એ અંધો ! ૧૦





# "સૂર્ય વૃદ્ધ થતાં જુઓ રાજ દીધું ચંદને !"*

મનહર—શીઘ્ર.

આખો દિન દોડી દોડી પૃથિવીની સેવા કીધી,
ખુશી ખુશી કીધાં અર્ધ પૃથિવીનાં વૃંદને;
વેપાર વણજ બહુ વધારીને રસ પૂર્યો,
વધારી ચઢાવી નિજ કીરતિ બુલંદને;
ત્રીશ ઘડી દેશાટન કરી એમ થાકી ગયો,
ઇચ્છે છે વિરામથી પામવા સુખકંદને;
કહે અર્દેશીર આમ નામ ને દમામ પામી,
સૂર્ય વૃદ્ધ થતાં જુઓ રાજ દીધું ચંદને !



* સંવત ૧૯૫૬ માહ શુદ ૧૪ ની સાંજે એક વિદ્વાન મિત્રની ફરમાસથી સૂર્યાસ્ત થવા અગાઉ ને ચંદ્ર ઉગ્યા પછીના તે દિવસના દેખાવપર એક ટુંક કવિતા તુરત કરી હતી



# સર્વવ્યાપક પ્રેમ.

ચોપાયા.

ઊંડી ખીણવિષે હું વસતો, તું આકાશે વ્હાલી!
તોપણ મારો પ્રેમ તુરત ત્યાં, ચઢશે તુજને ભાળી;
કે ઉપર આકાશે હું ને, હોય કદી તું નીચે,
ઉતરી મારો પ્રેમ તુરત ત્યાં, શીતળ જળ નિજ સીંચે! ૧

તું જો પૃથિવી હોય વહાલી, હું અસમાન કદાપી,
મારો પ્રેમ પ્રકાશે તુજપર, સૂરજ સમો પ્રતાપી!
ચાંધ અને આકાશ વળી આ, અંત જગતનો આવે,
ત્યાં સુધી તે લાખો આંખે, જોય તને દિલભાવે! ૨

ઉપર, નીચે, ખીણે, ખૂણે, જ્યાં તુજ પગલાં દોરે,
ત્યાં તુજ સાથે પ્રેમ જશે મુજ, સઘળાં હૈયાં જોરે;
પૃથિવીપરની સર્વ હવામાં, વ્યાપ્યો પ્રેમજ મારો;
અફલ ઝપાટે ખોળી કાઢે, વ્હાલી! તુજને તારો! ૩

# સંતોષ.

### મનહર છંદ.

ઈશનાં આપેલપર માનવિ જે રહે સુખી,
માનીને તેમાંજ સુખ જે સંતોષી થાય છે;
ઝૂંપડી પ્રભુએ આપી, માને રાજાનો મેહેલ,
નિજ મને રોટલો તો મીઠાઈ જણાય છે;
પોતાની પથારી જાણે તે છત્ર પલંગ જેવી,
ફાટાં તૂટાં વસ્ત્ર તેનાં અમૂલ્ય અંકાય છે;
સંતોષનું રત્ન સદા અદલ છે જેની પાસ,
મનથી તે ખરો સુખી સૃષ્ટિમાં મનાય છે. ૧

### દોહરા.

સંસારે સંતોષ છે, સુખનો સત્ય નિધાન;[1]
સૂકાં વૃક્ષો ખાઇને, હાથી થશે બળવાન. ૨
તાજ ખરૂં સંતોષનું, તુચ્છ અવર છે તાજ;
રાજ-તાજ ચિંતા કરે, સંતોષી સુખસાજ. ૩
અધિરે માગ ન અન્યનું,[2] પી સંતોષી અર્ક;
પારોશીના પ્રતાપથી, સ્વર્ગ જવું છે નર્ક. ૪
અસંતોષ ઉપજે કરો, અવિક રકનો ખ્યાલ;
હીરા, માણિક, કાચ ને, પછી પથરાને ભાળ. ૫
સુખ માનવ-કર[3] સાધવું, સુખનો પથ[4] સંતોષ;
હાય કરી દુઃખ વ્હોરિયું, દાખો[5] કોનો દોષ? ૬

---

૧. ભંડાર. ૨. બીજાનું. ૩. માણસને હાથ. ૪ માર્ગ ૫. દેખાડો.

# કેળવણી.

## દોહરા.

કેળવણી જેવી જડે, કરશે તેવાં કામ;
સારાં નરસાં શીખવ્યાં, પોપટ પઢશે નામ. ૧
ઉગતાં જેવું કેળવે, વિચરે તેવે રાહ;
પ્રથમ પ્રેરવ્યે ઝટ ફરે, પાણીતણો પ્રવાહ. ૨
જન કેળવણીવિણ જગે, પૂરો પ્રકાશ ન જોય;
પાશવિના પથરાસમો, હીરો મ્હેલાં હોય. ૩
દુર્ગુણ કદી દેખાય પણ, કેળવણીથી જાય;
તજે ખટાશ વલોવતાં, દધિ[1]નું માખણ થાય. ૪
કેળવણી નીચ ક્રૂરને, પણ સુધારે સ્હેલ;
વાઘ, રીંછ, વાનર કરે, ખલકે ખાસા ખેલ! ૫
અલ્પ વસ્તુ પણ આપશે, કેળવતાં શુભ સાર;
જાપાનિસ આજે કરે, કાગળની તરવાર. ૬
ચંચળ બાળ સુકેળવ્યે, આપે લાભ અથાક;
સરસ જમીન સુધારતાં, પાકે સારો પાક. ૭
શુદ્ધ ન કેળવણી મળે, સુપાત્રથી શું ફળાય?
જળ સિંચ્યાવિણ તો જુઓ, ગુણી ગુલાબ સુકાય. ૮
સ્ત્રી કેળવણી સૃષ્ટિમાં, લાભ લાવશે લાખ;
વૃક્ષવિષે ખાતર ભરો, થાય સરસ ફળ શાખ. ૯
કેળવણીથી દેશયશ, ઉન્નત[2] થાય અમાપ;
સુધર્યો અતિ યૂરોપ તે, કેળવણીના પ્રતાપ. ૧૦

૧. દહીં. ૨. ઊંચો; ચઢતો



# "માનવિના માથાપર ઊ-ગાડયાં છે શિંગડાં!"

મનહર-કવિત.

સિંહ વાઘ જેવાં શૂર પ્રાણીઓને પેદા કરી,
ગાય ભેંસ ઘડયાં પછી પ્રભુજીએ ધિંગડાં;
બળનું ગુમાન આણી, પોતાને સમર્થ જાણી,
સિંહ વાઘ સાથે લડયાં પછી તે થઈ ખડાં;
પ્રભુજી ત્યાં બેઠા રંગ જંગનો નિહાળે પૂરો,
સિંહે ઝટ ભેંસનાં ઊખેડી નાખ્યાં શિંગડાં;
જોઇ અભિમાન નેણે, આપી અપમાન એને,
માન વિના માથાપર ઊગાડયાં છે શિંગડાં!!



# પ્રિયાને અરજ.

મનહરછંદ.

અગ્નિની જ્વાળાને પાણી બુઝાવી નાખે છે પણ,
પાણી જ બાળે ત્યારે બુઝાવનાર કોણ છે?
તાપથી તો તારી ચંદ્ર શીતળતા કરે પણ,
ચંદ્ર જ તપે તો તાપે તારનાર કોણ છે?
તિમિર[1] નિવારી સૂર્ય પ્રકાશે છે પણ તમ,[1]
સૂર્ય જ કરે તો તે નિવારનાર કોણ છે?
અદલ એ પ્રિયા! તેમ સુખદાયક છતાં જો,
દુઃખ જ આપે તો સુખે ઠારનાર કોણ છે? ૧

સવૈયા–ચોકીબંધ.

રે ચચરે ચચણે મુજ અંગ, પળે પળ તો ગંગ આંખ[2] ઝરે,
રે ઝખ[3] અંગ પછાડી મરે ત્યમ, પ્રેમ મને શતવાર હરે!
રે હરવાત ઉઠી ઉર ભીતર, ઝાળ રૂઠી સઉ રોમ ભરે;
રે ભમરો ઉર તૃપ્ત થયો નહિ, ચિત્ત અતી ચચરે ચચરે! ૨

મનહર છંદ.

જે જીવ હતો અજાણ, પ્રેમની પડી પિછાણ,
તે દિનથી જે બની તે સર્વ વાત તો સહું;
વધારી વધારી ધારી ધીરજ રાખી વિચારી,
મુઝાઈ મુઝાઇ હવે તો બહુ દિલે દહું;
નેણમાં મળે ન નિંદ, ચેન તો ઘડી ન પડે,
હજી પણ પ્રિય ન મળે તો શી રીતે રહું?
અદલ વિચાર! વારી વારી શું ઉચારૂં. જોને,
ક્હેવા નહિ યોગ્ય તે તો કોણને જઈ કહું?! ૩

૧ અંધારૂં. ૨ ગંગા નદી જેવી આંખ ઝરે છે. ૩ માછલું.



# પ્રીતિની પ્રસન્નતા.

સવૈયા.

અંતર પ્રીત મિઠાશ સમીપ,
　　શું સાકર સેલડી તો કટુ લાગે;
અંતર પ્રીત સુવાસ સમીપ,
　　ગુલાબ ચમેલી સુવાસજ ત્યાગે;
અંતર પ્રીત વિલાસ સમીપ,
　　શું નાટક રંગતણો રસ ભાગે;
પ્રિય ઉતાર ઉરે! જગમાં
　　ન ચઢે કઇ પ્રીતથી યુક્તિ અથાગે! ૧

મુખનાં નહિ જો દિધ દર્શન તો શું,
　　અહોનિશ નેત્ર જુએ તુજને;
મળી શબ્દ કહે મધુરા નહિ તો શું,
　　નિરંતર કર્ણ સુણે પતને;
કદી આવી મળે, ન મળે તો ભલે,
　　તુજ નામ ન જીભ ભૂલે દહને;
પ્રિય હે! સમજે નહિ જો વળી આથી,
　　કહું શું અધીક તને કથને! ૨

# ધિક એ જનનો અવ-તાર ખરે!

તોટક છંદ.

મહિમાં શુભ માનવિ દેહ મળ્યો, નહિ પ્રીત થકી શુભ પથ પળ્યો;
નહિ એક ઘડી ઇશ ભક્તિ કરે, ધિક એ જનનો અવતાર ખરે. ૧

દિનની નહિ દાઝ ધરે દલમાં, દિનરાત છકે છલકે છલમાં;
લટકી ભટકી શિર ભાર ભરે, ધિક એ જનનો અવતાર ખરે. ૨

નહિ લેશ કદી ઉપદેશ લહે, વળી કલેશ કુસપ હમેશ ચહે;
લવલેશ ન લાજ સુસાજ ધરે, ધિક એ જનનો અવતાર ખરે. ૩

બહુ નિત્ય અસત્ય મુખે વદશે, નહિ સત્ય સુકૃત્ય કદી સજશે;
સતવાદિ પરે નડવા સમરે, ધિક એ જનનો અવતાર ખરે. ૪

કપટી ચપટે લપટી ઝપટે, છળ ભેદથી સ્વાર્થ સદા દપટે;
જગમાં ઠગમાંય જરૂર ઠરે, ધિક એ જનનો અવતાર ખરે. ૫

નહિ નમ્ર થઈ કદી કો નમતો, અભિમાન વિષે રમતો ભમતો;
નડતો લડતો સહુ સંગ કરે, ધિક એ જનનો અવતાર ખરે. ૬

બહુ વેઠ કરે નિજ પેટતણી, ન ગમાર જુએ જન કોઈ ભણી,
ન ધરે કદી તે શુભ કાર્ય કરે, ધિક એ જનનો અવતાર ખરે. ૭

સતસંગ અપંગ કરે અળગો, નિત રંગ કુસંગતમાં વળગ્યો;
વળી શ્વાન સમાન ભમે ભૂંપરે, ધિક એ જનનો અવતાર ખરે. ૮

રતિ ધીરજ ધી રજથી ન ધરી, અતિ લાલચ લોભતણી લવરી;
છતિ આંખ બને અથ અંધ અરે, ધિક એ જનનો અવતાર ખરે. ૯

વદશે મુખથી બહુ બોલ બડા, પછીં બોલ થકીજ રહે અતડા;
નિજ બોલ ઉથાપી ન લેશ ડરે, ધિક એ જનનો અવતાર ખરે. ૧૦

ગુણીના ગુણ જેહ શકે ન કળી, બહુ આપ જુએ અપમાન વળી;
ફરતો હરતો નડતો વિચરે, ધિક એ જનનો અવતાર ખરે. ૧૧

નહિ કોઈતણું શુભ જોઈ શકે, શુભ જોઇ બળી મન તો ચટકે;
નહિ કેમ થયું મુજ?–રોઈ મરે, ધિક એ જનનો અવતાર ખરે.૧૨

રસ નિત્ય અનીતિ વિષેજ ગણે, શુભ કાવ્યતણા નહિ ગ્રંથ ભણે;
અતિ નિર્લજ વેણુ સદા ઉચરે, ધિક એ જનનો અવતાર ખરે. ૧૩

તુચ્છ કેફ કરી નિજ સાન તજે, વ્યભિચાર વિષેજ વિચાર સજે;
રખી થાય ખુવાર જુગાર જરે, ધિક એ જનનો અવતાર ખરે. ૧૪

દિલમાં ન દયા ગુણ સધરશે, બહુ ક્રુર જરૂરજ ક્રોધી થશે;
ધરથી પડતા રડતા ઉતરે, ધિક એ જનનો અવતાર ખરે. ૧૫

રમતે ગમતે નિજ ધ્યાન દિધું, નહિ સાર્થક જન્મતણુંજ કિધું;
જગ સિંધુ અરે ડગ એ ન તરે, ધિક એ જનનો અવતાર ખરે।૧૬



# "સુંદરી કે વાંદરી?"*

**મનહર-કવિત.**

પેટે વળગાડી બાળ, દોડતી ગામમાં ફરે,
ઠરે નહિ એક ઠામ, કામ રૂડું આદરી;
વસ્ત્ર આભૂષણ સારાં પારકાનાં દેખી પોતે,
નકલ કરે છે તેવાં પ્હેરવાને પાધરી;
કૈંકના કરે છે ચાળા, વિચાર ઉરે છે ઠાલા,
એવું એવું વિચિત્ર વસાવે મનમાં ધરી;
અદલ કહો વિચારી ધ્યાનથી સાહેબ તમે,
કામ એવું કરે તે તો 'સુંદરી કે વાંદરી?'!

---

* તા. ૨૭-૨-૧૯૦૦. એક મિત્રે ચોક્કસ ઠેકાણે ઉપલી સમસ્યાપૂર્તિ પૂછી હતી, જે ત્યાંજ તુરત પૂરી આપી હતી. આ કવિત શ્લેષાલંકારનું છે.



# ઊંઘને અરજ.

ચોપાયા છંદ.

સરસર કરતા મેઘસપાટા, ખણુખણુ કરતી આંખો,
ફૂ ફૂ કરતો પોધ નદીનો, દીવો પડતો ઝાંખો;
ફરફર લ્હેરકી ધીમી પવનની, સમુદ્રના સુસવાટા,
સ્વચ્છ વળી આકાશ સુહાતું, તારાઓના ફાંટા.— ૧

કુદરત કેરી અન્ય કરામત, આંખ સમીપે આવી,
બીજા વિવિધ વિચાર હજારો, સાથે ઘસડી લાવી!
દિવસનાં કામતણું તો, ચિત્ર દીઠું છે સામે,
સુખ, કદિ દુઃખ, ખુશી ગમીની, બેગી આકૃતિ જામે!—૨

હશે શું કરતી મારી? આવી અત્યારું ઊરે!
હું સ્વજુ તેમજ, તે ત્યાં સ્વપ્ને શું રે!

પ્રેમ સ્થિતિ શું સરખી રાખે, પ્રિયા પ્રિતમની એવી?
કે આ સ્મરણ કરાવા તેનું, છટકી છે ઊંઘ દેવી!— ૩

અનેક એમ વિચારો આવી, વળી પસાર થયા જો,
તોય હજી હું ટળવળ કરતો, ગબડું ઊંઘવિનાનો;
પક્ષી ચીં ચીં કરતું વૃક્ષે, પડતું પ્હેલું કાને,
કુકડેકૂકતણો તીણો સૂર, વળતી નિકળે તાને. ૪

પસાર થઈ રજની આ આખી, પડ્યો રહી પછડાતો,
તોપણ મીઠી ઊંઘ! તને હું, જીત્યો નહિ કળમાં તો;
બે ત્રણ તો એવી ગઇ રજની, અરે હવે ઉર ધડકે!
આ રજની પણ એવી કોરી, ઊંઘ દેવી! નહિ ફટકે! ૫

તુજવિણ મીઠી ઊંઘ! કશી છે, પ્રભાતની બલિહારી?
આવી ભેટ મને ઓ વ્હાલી! દિનથી બચાવનારી!
નવા વિચારો ને ખુશ તબિયત–દેનારી તું માતા!
પધાર! મીઠી ઊંઘ! પધારી, આપ અદલ સુખસાતા! ૬





# પુત્રી વિરહ.*

રાગ રામગ્રી:—"વૈદરભી વનમાં વલવલે."

ઊડી ચાલી ક્યાં લાડકી? મારી વ્હાલી આમ?
હા! હા! આ તું શું કરે, તજી પ્રીત તમામ!
ઊડી ચાલી ક્યાં લાડકી!—ટેક.

ધ્રુજતી ધ્રુજાવતી આ ઉગી, કેવી શિથિલ સવાર;
તેમાં ધ્રુજારો પાડિયો, સાથે તેં નિરધાર!— ઊડી૦ ૧

પૂર્વે છુપાતો ઊગતો, આજે દિનકર[1] કેમ;
એ પણ મુખ સંતાડે શું, ઢાળે આંસુડાં એમ?—ઊડી૦ ૨

વૃક્ષ ફૂલોપરથી ખરે, દવ બિંદુઓ શ્વેત;
ધીર મૂકી રડતાં સહુ, હાય તોડિયું હેત!— ઊડી૦ ૩

સાગર મારે શોકમાં, શું ઉછાળા મોટ;
ભરતી ભરાઈ ગઈ અહીં, થઈ ઓટની ખોટ[2]!— ઊડી૦ ૪

બંધ રહીને વાયુ આ, સૂણે શોકાક્રંદ[3];
ઊભો રહી તું શું જુએ? થયો તું પણ મંદ!— ઊડી૦ ૫

---

* મરણ તા. ૨૮-૧૨-૧૯૦૦; સંવત ૧૯૫૭ ના પોષ શુદ ૭ ને વાર શુક્રે, સવારનાં ૭ વાગે. ૧. સૂર્ય. ૨. કારણ સાતેમ હોવાથી પાંચ વાગે ભરતી થઇ હવે ઓટ થઇ હતી. ૩ શોકભર્યું કલ્પાંત.

પક્ષીઓ! કયમ ચીં ચીં કરો, શીદ ઉઠાવો શોર?
હસતાં કુદતાં તમ જેવાં મુજ-ચક્ષી પડી કઠોર!— ઊંડી૦ ૬

પોપટ મારા કોકિલા! ગાતો નામ તું રોજ;
મિષ્ટ વચન લલકારતો, આપતો મનમોજ;— ઊંડી૦ ૭

તુજસમી આ મુજ પોપટી, ચાલી ફેરવી નેણ;
સાથેજ લેતી જાય જો, મધુરાં નિજ વેણ!— ઊંડી૦ ૮

મણિ જે[1] અમૂલ્ય ધરાવતો-હતો હું મુજપાસ;
રે રે! સદાનો ગુમાવિયો, હવે કયાં તેજભાસ?— ઊંડી૦ ૯

આ મુજ પ્રીતિતણુ પ્રથમ, આશાવતું ફૂલ;
ફૂડા કાળે તોડીને, નાખી દીધું અમૂલ!— ઊંડી૦ ૧૦

માત્ર ચતુર્દશ માસ તું, આવી મુજ ઘર માટ[2];
પણ તું ચતુર્દશ રત્નનો, આપી ગઇ ચળકાટ!— ઊંડી૦ ૧૧

ઊંધા સદાની ઊંઘમાં! નહીં પારણામાંય;
નહિ તુજ માતની છાતીપર, નાખી કોમળ કાય!— ઊંડી૦ ૧૨

ઊંધા સદાની ઊંઘમાં! મારી દીકરી દક્ષ!
નહિ તુજ તાત પાસામહીં, મીચી નિશ્ચિંત ચક્ષ!—ઊંડી૦ ૧૩

ઊંધા સદાની ઊંઘમાં! પણ હવે ઓ બાળ!
પરમ અમરલોક પાંખમાં, ઊંધા આણી વ્હાલ!— ઊંડી૦ ૧૪

---

૧. નામ હતુ, અથવા જે મણિ આ પદ શ્લેષ છે. ૨. જન્મ તા ૨૮-૧૦-૧૮૮૯.

ઊંઘા સદાની ઊંઘમાં! કેવી મીઠી ઊંઘ!
સંચર્યાં સ્વર્ગના બાગમાં, શુભ ફૂલડાં સૂંઘ!— ઊડી૦ ૧૫

આવી તું તો દિવ્ય લોકથી, તારો દિવ્ય સુસાજ;
રંક મારૂં ઘર બે ઘડી, શોભાવવા કાજ!— ઊડી૦ ૧૬

સુંદર મનમોહન છબી, હસતી ભરી આબ,[1]
દેખી શરમાઈ જતું, કરમાય ગુલાબ!— ઊડી૦ ૧૭

આકર્ષણિક તે તુજ છબી, હવે તેમની તેમ,
આંખવિષેજ રહી ગઈ, અત સૂધીજ એમ!— ઊડી૦ ૧૮

અમૃત મીઠા બોલડા-તારા કોકિલા[2] પાય;
રે રે! હું તે કયાં ફરી, હવે સૂણીશ હાય!— ઊડી૦ ૧૯

તુજ દરશનનો[3] રંક મેં, લીધો અહિં શુભ લ્હાવ;
અમૃત કંઇક ચખાડિયું, ભારી જણવી ભાવ!— ઊડી૦ ૨૦

પણ રંક હું હિણભાગ્યનો, સમજ્યો નહિ અર્થ;
તેથી શું ગઇ તરછોડી તું? હા! હા! કીધો અનર્થ!—ઊડી૦ ૨૧

તેં આ કરાવી સગાઇ મુજ, દિવ્ય લોકની સાથ!
કેમ ભૂલું ઉપકાર એ, થયો તાહરે હાથ?— ઊડી૦ ૨૨

તું તો અમરસુખ લઇ ગૈ઼તી, પણ તારી યાદ,
રહેશે સદા ઉરમાં સ્મરી તારો અમૃત પ્રસાદ!— ઊડી૦ ૨૩

સુણને ઓ મારી પ્રિયા! થાય શીદ દિલભંગ?
ઉત્તમ ઈશને આપિયે, કેવું નીતમ નંગ!!— ઊડી૦ ૨૪

૧. તેજોમય; નૂરથી ભરેલી. ૨. કોકીલા. ૩ દર્શન.

જેને સરસ વધુ એથકી, ઈશને આ વાર,
આપણ ભેટ શું કરી શકત? ઊરે ધાર લગાર!!—ઊડી૦ ૨૫

જગપાળક જગનાથ ઓ! સોંપું તમને આ રત્ન;
નેહ નજરથી પાસ તે-રાખો કરી શુભ જત્ન!— ઊડી૦ ૨૬

દ્રષ્ટિ થકી થઇ દૂર પણ, એહ મણિનો પ્રકાશ,
અદલ નિરંતર ઉર રહ્યો, ઊંડો ને અવિનાશ!— ઊડી૦ ૨૭







# મહારાણી વિજયાદેવીનો વૈકુંઠવાસ.

મનહર છંદ.

વિશ્વવિષે આજ વરો વિજય વિજોગ થયો,
ખલક આ ખરેખરૂં નામ નિજ ખોય છે!
સૂર્ય શોકગ્રસ્ત થૈ અગાઉથીજ અસ્ત થયો,
શયનમાં[1] ઉંધે શિર પડી બાનુ રોય છે*!
દુઃખ ન ખમાય કંઈ, આંખથી જેવાય નહિ,
ચોળી ચોળી ચક્ષુ ને કપાળ લાલ જોય છે[2]!
વિજયાદેવી[3] તો અરે અદલ વિરામ કરે,
નિસાસા ઉસાસાથી ભરાઈ આજ ભોંય છે! ૧

ગામ ગામ ઠામ ઠામ દેશ પરદેશ વિષે,
શોક ને સંતાપતણા છાપ ઉરે ઢોરિયા;
ધરાજનતણું સર્વ ધૈર્ય તો ધોવાઈ ગયું,
દાવાનળ દુઃખવિષે દેહ સર્વે દોરિયા;
ગુણી ગિરિ સાગરની ગંભીરતા ગૂમ થઈ,
વિલાસ વરણને વિલાપ વેશ વ્હોરિયા;

૧. બિછાનામાં. * મહારાણી સાંજે ૬ા વાગે ગુજર્યાં, એ વેળા સૂર્ય અસ્ત થયો હતો, એને માટે રૂપક કલ્પના કરવામાં આવી છે. ૨ સતત રડવા પછીના દેખાવનો આ રૂપક છે. ૩ મહારાણી વિજયાદેવી

ઈશ્વરની આવી ગુહ્ય આંગળી ઓચિંતી લાગી,
હંમેશની ઊંઘમાં રે સૂતી વિક્ટોરિયા! ૨

### ઈંદ્રવિજય છંદ.

કયાં ગઇ બ્રીટનની બખતાવર?
કયાં જગદીપ ગયો ઝળકાવા?
કયાં ગઇ રે દિન રૈયત રક્ષક?
કયાં કુળતાજ ગયું મુર્ઝાં થાવા?
કયાં ગઈ હિંદ દયા દિલધારક?
કયાં વિજયી વનિતા ગઇ ગાવા?
મ્હાન ભલી વિજયા અરદેશર,
સ્વર્ગ સિધારી વિશેષ દિપાવા! ૩

### દોહરા.

સન ઓગણિસે એકનો, પ્રથમ મ્જાયો માસ;
તારિખ બાવિશ મંગળે, કીધો વૈકુંઠવાસ. ૪
રે ઓ મંગળવાર તું! મંગળનો કરનાર;
કેમ વ્રત ચૂકયો અરે, સાધી ઉલટો સાર? ૫
પણ કયમ કાઢું વાંક તુજ, બીજે[1] કીધો શિકાર!
બે બગડે બાવીશથી, બગડયો મંગળવાર!! ૬

### ચંદ્રાવળા છંદ.

ચંદ્ર જુઓ આ પડીને ફીકો, ઢાંકે હાથે મુખ[2];
ચાંદણીજે[3] તો કપટી ચપટે, દારુણ કીધું દુઃખ!

---

૧. કોઈ બીજાએ, અથવા તો તે દિને બીજ હતી તેણે. ૨. ચાંદરાત હોવાથી માત્ર ચંદ્રની કોર જ દેખાતી હતી, એટલે ચંદ્રે પોતાનું બાકીનું મુખ હાથે ઢાંકયું હતું. આ પદ શ્લેષ છે; અહીં ચંદ્ર એટલે પાટવીકુંવર પણ છે: જુઓ છેલ્લી લીટી, કડી ૨૧ મી. ૩ ચાંદરાત.

દારણ કીધુ દુખ અરે રે। જગ આખી કકળાટ કરે રે!
સતાડે શરમે નિજ સિક્કો, ચદ્ર જુઓ આ પડીને શીકો। ૭

વાકા તેં કીધુ છે વાકુ, ગણ્યો ભવે શુભ તોય,
શુભ કરનારતણી સહિમા, આ રીત નવ હોય।
આ રીત નવ હોય કદાપી, વાસ ખવાસતણી તુજ આપી,
પ્રગટ બતાવ્યુ તારૂ બાકુ, વાકા તેં કીધુ છે વાકુ। ૮

### ઇદ્રવિજય છંદ.

રગ તરગ ઉડયો દુખસગ,
 ઉમગતણો સહુ ભગ કર્યો છે,
રાજ રડે શિરતાજ પડે,
 સહુ સાજ સમાજતણો ઉતર્યા છે,
હાર ગયો સત શ્રીટનનો મસ,
 હિંદતણો શુભ હાગ હર્યો છે,
ચિત્ર ચરિત્ર પવિત્ર ગયુ,
 જગ ઊર વિચિત્ર વિરાગ ભર્યો છે। ૯

### મનહર છંદ.

કેકના વિવાહ જોયા, કેકના ઉછાહ જોયા,
કક ખેરખાહ જોયા મરતા નજરથી।
કેકની લડાઈ જોઈ, કેકની ભૂડાઈ જોઈ,
કેકની બડાઈ જોઈ પડતી ઉપરથી।
કેક પ્રિય મિત્ર ગયા, નેહ ને પવિત્ર ગયા,
વ્હાલા ગયા વેરી ગયા નારી અને નરથી।
બ્યાસી વર્ષ દૃષ્ટ દેખી શાત સ્વર્ગવાસી થઈ,
સુખદુખ સહી સર્વ ધીરજથી ધરથી। ૧૦

દિલમાં દયા ધરીને દીનકેરાં દુઃખ કાપ્યાં,
પૂત્ર જેવી પ્રજા પાળી ક્ષમા બક્ષી દોષની;
અબળા છતાં ગણાઈ સેંકડો સબળા જેવી !
નીતિમાન નારી એવી ભારી બળ કોશની;
પૃથ્વીમાં સુરીતે પૂર પવિત્ર પ્રકાશ પાડ્યો,
પછી શાંત સૂતી સોડે સદાના સંતોષની;
દિનના પ્રવાસથી પવિત્ર રહી જેમ જળે[1]–
સાંજે શાંત આથમે ઉદ્યોગી સૂર્ય રોશની ! ૧૧

ઇંદ્રવિજય છંદ.

કૈંક ભલા વળી રાય થશે,
ગુણગાન ઘણાં જગમાંય ગવાશે;
કેક થશે સુખદાયક નાયક[2],
લાયક વાયક[3] વિશ્વ લખાશે,

કૈંક થશે સરકાર પિડાહર,
પ્યાર અનેક પ્રકાર કમાશે,
રાજ થશે, અધિરાજ થશે, પણ
"રાણીનું રાજ" નહી વિસરાશે ! ૧૨

મનહર છંદ.

ચોર સૌ નઠોર ગયા, દુષ્ટકેરા દોર ગયા,
જુલમીનાં જોર ગયા, કર લીધાં કોડિયાં,
પ્રજા સૂએ ખુલ્લે દ્વાર, ભયકેરો ગયો ભાર,
અઘેર કુરાજ્યથકી આજ છેક છોડિયાં;
વિદ્યાનો વધારો થયો, વેપાર પસારો થયો,
ઇંદ્રકેરાં પરિયાંને હિંદ સાથ જોડિયાં !

૧ પાણીમા ૨ ઉપરી, મુખી ૩ વાણી, ગુણ કથન

અદલ ઇન્સાફ તારો જુગોજુગ યાદ રહેશે,
અરે વિક્ટોરિયા તેં હિંદ વિખ તોડિયાં ! ! ૧૩

ઈંદ્રવિજય છંદ.

હિંદ રટે નિજ હામ તજી બહુ,
દૈવ અરે અવળુ દરશાવ્યું;
વૃદ્ધ તરૂણ અમીર ફકીર,
અધીર બની ચખ[1] નીર ઉભાવ્યું;
વર્ષ ભુંજે રૈંગ તું રહી કૈસર[2],
હિંદ હરેક રીતે હરખાવ્યું;
પ્રેમથકી પરવારી પ્રતિદિન,
'રે પ્રિય આખર કેમ રડાવ્યું'? ૧૪

મનહર છંદ.

લાખો ગાઉપર જેની સર્વમાન્ય સત્તા ચાલે,
ક્રોડો જન કેરાં જેણે જીગર જીતી લીધાં;
પોતાની પ્રતિજ્ઞા[3] પાળી, ભલીજ હમેશ ભાળી,
અમર સુરાજ્યનાં દૃષ્ટાંત ભૂમિમાં દીધાં;
ધનવાન, પુત્રવાન, આયુવાન, વિદ્યાવાન,
ભલી ભાગ્યવાન અભિપાન માનમાં પીધાં !
ચોસેઠ વરસસૂધી સરસ અમલ કરી,
અદલ અચલ નામ કામ જગમાં કીધાં ! ૧૫
શુક્રાચાર્ય જેવી જેની નીતિ તો નિહાળી નિત્ય,
રત્નાકર જેવું જેનું ગાંભીર્યે ગણાયું છે;

---

૧. ચક્ષુ; આંખ. ૨. સન ૧૮૫૭ ના બળવા પછી મહારાણીએ ઈસ્ટ ઇંડીઆ કંપની પાસેથી હિંદનું રાજ્ય પોતાને હસ્તક લીધું ૩ મહારાણી શ્રી જ્યારે ગાદીપર આવ્યા ત્યારે એવી પ્રતિજ્ઞા લીધી હતી કે "હું ભલી થઈશ."

પૃથ્વી જેવી ક્ષમા સદા ઉરવિષે પૂર રાખે,
હિમાચળ જેવું જેનું ધૈર્ય તો જણાયું છે;
સ્ફટિકમણિ સમાન નિર્મળતા જોઇ જેની,
સૂર્ય જેવું મૂખે સદા તેજ તો તણાયું છે;
બ્હાદૂરોનાં બદનની બનેલી આ બાઇ એક,
વિજયાતું વિજયમાં મોત વખણાયું છે! ૧૬

## ગીતિ વૃત્ત.

સ્વર્ગે પામો શાંતિ, કાંતિ તારી સદાય રહો ઉરમાં;
વિજયીની તું વિજયી, વિજયા તારો વિજય રહ્યો નૂરમાં! ૧૭
દૂર ગઈ છે તું પણ, તુજ રૈયતને તપાસ સુખદુઃખમાં;
શાણી મ્હારાણીનું, નામજ રાજ્ય કરશે પ્રજામુખમાં! ૧૮
રાજ્ય ગઈ તું સોંપી, એડ્વર્ડે આ લીધું સહૂ તારૂ;
લીધી પ્રતિજ્ઞા પ્રેમે, તુજ પગલે ચાલવા સદા સારૂ! ૧૯
હિંદ! દિલાસો ખાસો, આથી વધુ શું તને અરે મળશે?
રહેજે ભક્તિભાવે, નૃપ ઉર વાસો કીધે પિડા ટળશે. ૨૦
ગઈ વિજયા વિકટોર્યા, જીવો એડ્વર્ડ રાય સુખ સાથે!
સૂરજ અસ્ત થયો પણ, ચદ્ર પ્રકાશો અદલ શિતળ માથે! ૨૧

ॐ शांतिः शांतिः शांतिः





# હરિભકિત.

### દોહરા.

હોય હરિ કે હોય નહિ, પણ લ્યો આસ્તિક રાહ;
અણજાણ્યાને 'શેઠ' કહી, ઘો લ્યો આદર ચાહ.* ૧

ભક્તિ ખરી છે પ્રાણની, આસ્થા[1] સત્ય અશેષ,
અગ્નિ છૂપો અંતરે, એનો ધગે હમેશ. ૨

ઈશ્વર ભજતાં નહિ કરે, વણઉદ્યોગે સાહ્ય;
નહિ ઉપરથી નાખશે, ભોજન તો મુખમાંહ્ય. ૩

ભક્તિ કરીને ભક્તજન, બદલો ઇચ્છે ઊર;
કિમ્મત માગે માલની, જન વ્યાપારી પૂર. ૪

તીર્થે સ્નાન કર્યાથકી, પાપ કદી ન કપાય;
નદીએ ન્હાતાં પુણ્ય તો, નિત્યે મચ્છ નહાય. ૫

---

* અણજાણ્યાને 'શેઠ' કરી બોલાવવો એ સલામત માર્ગ છે, જો તે શેઠ નહિ હશે તો ઠીકજ છે, પણ તે જો શેઠ હશે, અને તેને તુચ્છ ગણ્યો તો તે કોપાયમાન થશે ૧ એકીન, શ્રદ્ધા.

સુધર્મ પાળી પ્રભુ ભજે, જાય સ્વરગ મોઝાર;<br>
સત્ય ભલા ભાવે રહે, આપે પદ સરકાર.* ૬

પૂરૂં ચિત્ત પ્રોવ્યાવિના, ભજન પ્રભુનું વ્યર્થ;<br>
ચિતવિણ વાંચે ચોપડી, ઉરે ધરે શો અર્થ? ૭

ભક્ત ખરા ભગવાનના, પળે સુપંથ સદાય;<br>
અમૃતના ભોગી કદી, ચિત્તે વિષ નહિ ચ્હાય. ૮

નિજ જનની રક્ષા સદા, કરે જગત કરતાર;<br>
જેમ બાગમાં જળ લઈ, સીંચે માળી સાર. ૯

દયાવિના ભક્તિ કશી, અંતર ગણો અસાર;<br>
વાણી વિમળવિના દીધું, ભોજન મિથ્યા ભાર. ૧૦

જ્ઞાને અજ્ઞાને ભજે, પણ પૂરે પ્રભુ આશ;<br>
બાળક બોલે તોતડું, માતા ઉર ઉલ્લાસ[1]. ૧૧

કોઈ થળે પણ એક ચિત, ધરવું હરિનું ધ્યાન,<br>
લખતાં ચિત્ત લખાણમાં, કરો બંધ નિજ કાન. ૧૨

દુનિયાને દેખાડવા, કૈંક ભજે ઈશ જૂઠ;<br>
ટીલાં ટપકાં ભાળપર[2], પાળી[3] રાખે પૂંઠ. ૧૩

સુખમાં ભજે ન રામને, દુઃખમાં સમરે રામ;<br>
ખાય પિયે પોઢે સુખે, કેવો વૈદ્ય મુકામ?! ૧૪

---

* જો સરકાર તરફ સારા ભાવથી રહી સારાં કામ કરે તો તે પણ પદવી ખીતાબથી નવાજે છે. ૧ હર્ષ ૨ કપાળે ૩. છરી

સુણ છિન્ન ભિન્ન તુજ પ્રાણ થશે,
પછી એહ દેહ ધરણી ઢળશે;
તુજ અંગ રંગ પછી તે ઉડશે,
તુજ દેહ–નેહ સહુ ત્યાં છુટશે. ૬

જન નિત્ય ચિત્ત પ્રભુમાં ધરશે,
તુજ મૂખ સૂખ થકી તે ભરશે;
તુજ કષ્ટ ભૃષ્ટ કરી સૌ હરશે,
નકી ધાર પાર ભવ આ તરશે. ૭

દોહરો–અંતર્લાપિકા.

અમર ન દેખો શરિરને, ફેના રાજ મતિ જીત;
ખટ બળ રળી દાતારનાં, દલે મગન ગા ગીત. ૮

સમાપ્ત.

# चित्रकाव्य.

જુઓ પાનું ૯ મું.

સુકાવ્યખૂબી. ઘનાક્ષરી છંદ.

## મણિમાળ ચોસર બંધ.



## કટાર પ્રબંધ.

જુઓ પાનું ૨૬ મું.

કવિ અને કુદરત. ઘનાક્ષરી છંદ.



જુઓ પાનું ૧૫૯મું.

પ્રિયાને અરજ. સવૈયો.

## ચોકી બંધ.

